આર્યોદયની છઠ્ઠા વર્ષની ભેટ.

પુસ્તક
૬.

# રાજર્ષિ.

સર રવિન્દ્રનાથ ટાગોરકૃત રસમય
અને બોધક નવલકથાનું ભાષાંતર.


અનુવાદક અને પ્રકાશક,
જેઠાલાલ દેવશંકર દવે.
તંત્રી આર્યોદય.
અમદાવાદ.



આર્યોદય પ્રિન્ટીંગ પ્રેસ—અમદાવાદ.

સને
૧૯૧૬

# કાયદાનો શિક્ષક

**જેની અંદર ફોજદારી, રેવન્યુ અને દિવાની કાયદાઓનો સંગ્રહ છે. કીંમત રૂ. ૮-૦ પોસ્ટેજ ૦-૯-૦**

**તેમાં નીચે પ્રમાણે કાયદાઓનો સમાવેશ કરેલો છે.**

ભાગ ૧ લો—**ફોજદારી** કાયદા ક્રીમીનલ પ્રોસીજરકોડ જ. ટીકા સાથે, **ઇંડિઅન પીનલકોડ** જરૂરી ટીકા સાથે, ડીસ્ટ્રીક્ટ પોલીસ એક્ટ, ઢગા એક્ટ, વીલેજ પોલીસ એક્ટ, હિંદુસ્થાનનો પોલીસ એક્ટ, રેલ્વેનો કાયદો, બાર થનારા પદાર્થોના આક્ટ, વર્તમાનપત્રોમાં ગુન્હાઓની ઉશ્કેરણી અટકાવવા બાબતનો એક્ટ, ગુન્હાઓનો જલ્દી ઇન્સાફ થઇ શકે તથા સુલેહની હાનિકારક મંડળીઓને અટકાવવાનો કાયદો, જુગાર રમવાની મના કરવાનો કાયદો, ફટકા મારવાની શિક્ષા કરવાનો કાયદો, ઝેરી જણસો બાબતનો કાયદો, કાટલાં તથા ભરતલ માપોનો કાયદો, રૂમાં ભેળસેળ ન થવા સંબંધીનો આક્ટ, હથીઆરનો કાયદો, કારીગર, ને મજુર લોક કરાર તોડે તેનો કાયદો, જનાવર તરફ ઘાતકીપણું અટકાવવાનો આક્ટ, હિંદુસ્તાનનો મોટર વાહનોનો કાયદો, સરકારી દસ્તાવેજો તથા ખબર બહાર ન પડવા દેવા બાબતનો આક્ટ, **આબકારી એક્ટ, ડીસ્ટ્રીક્ટ મ્યુનિસીપાલ એક્ટ**, ઘીમાં તથા ખાવાની ચીજોમાં થતો ભેળસેળ અટકાવવા બાબતનો એક્ટ, જંગલી પક્ષી તથા જનાવરોના રક્ષણનો કાયદો, **હિંદુસ્તાનનો પુરાવાનો કાયદો**, પેઢીવાળાના ચોપડા પુરાવામાં લેવાનો એક્ટ, ગાંડા માણસોનો કાયદો, હિંદુસ્તાનનો કારખાના આ૦ કા૦, ઘોડદોડની સરતના લાઇસન્સો આપવાનો કાયદો, વીમા કંપનીઓનો કાયદો, ભઠીઓના ધુમાડાનો અટકાવ કરવાનો કાયદો, **વૈદ્યોનો કાયદો**, ગુન્હા કરનારી જાતોને નોંધવાનો, ને તેમને નજ-

# રાજર્ષિ.

સર રવિન્દ્રનાથ ટાગોરના બંગાળી પુસ્તકનું
ગુજરાતીમાં ભાષાંતર.

અનુવાદક
જેઠાલાલ દેવશંકર દવે.
તંત્રી ભાગ્યોદય.
કર્તા કાયદાનો શિક્ષક વિગેરે. ભાગ્યોદય પ્રેસ
અમદાવાદ.



પ્રથમાવૃત્તિ. પ્રત ૨૫૦૦
સને ૧૯૧૮. સંવત ૧૯૭૪

મૂલ્ય રૂ. ૧-૦-૦

પ્રસિદ્ધકર્તા

**જેઠાલાલ દેવશંકર દવે.**

તંત્રી ભાગ્યોદય.

કર્તા કાયદાનો શિક્ષક, ધનવાન, ભવિષ્યવેત્તા વિગેરે.

ભાગ્યોદય પ્રેસ ખાડીઆ—અમદાવાદ.





આ પુસ્તક

**જેઠાલાલ દેવશંકર દવેએ**

પોતાના " શ્રી ભાગ્યોદય પ્રીન્ટીંગ પ્રેસ "માં

છાપ્યું. ખાડીઆ—**અમદાવાદ.**

રકેદ રાખવાનો કાયદો, હિંદુસ્તાનનો પેટંટ તથા નમુના બાબતનો કાયદો, હિંદુસ્તાનના રક્ષણ બાબતનો કાયદો, કોપીરાઈટનો કાયદો, કંપનીઓનો કાયદો, રાજદ્વારી કેદીને દેશપાર કરવાનો કાયદો, બજારો તથા મેળાનો કાયદો, ભાડાના વાહન બાબતનો કાયદો, ટ્રામવેનો કાયદો, ડી. માજીસ્ટ્રેટની વિશેષ સત્તાનો કાયદો, વેપારના માલ ઉપર દગલબાજીથી નીશાનીઓ કરવાનો કાયદો, પ્રેસ છાપખાનાનો કાયદો નવો, વીજળી બાબતનો કાયદો, તંબાકુ બાબતનો કાયદો, લશ્કરના કુચથી થતા નુકશાનનો કાયદો, વૈદ્યકીય ડીગ્રીઓનો કાયદો, સેનીટરી એક્ટ, છાપવાના પ્રેસો તથા વર્તમાનપત્રોનો કાયદો, ગુન્હેગારોને સ્વાધિન કરવાનો કાયદો, મીઠાનો કાયદો, તાર-ટેલીગ્રાફનો કાયદો, પોસ્ટ ઓફીસોનો કાયદો, ટપાલના દર ને માહિતી સાથે નીધિ નિક્ષેપનો કાયદો, અફીણનો કાયદો, નાટકના ખેલ બાબતનો કાયદો, યુરોપીઅન વેગ્રનસી એક્ટ, જંગલી પક્ષીના શિકારનો કાયદો, સફેદ ફોસ્ફરસની દીવાસળીઓનો કાયદો.

ભાગ ૨ જો—રેવન્યુ વિષયને લગતા કાયદાઓ—લેન્ડ રેવન્યુ કોડ જરૂરી નોટ સાથે, લેન્ડ રેવન્યુ કોડની કલમ ૨૧૩ ઉપર થયેલી રૂલ, લેન્ડ રેવન્યુ કોડની કલમ ૨૧૪ ઉપર થયેલી રૂલ, હકના પત્રકના નિયમો, માપણીની રૂલ, માપણીને સારૂ સમજુતી, સરવૈની રૂલ, મામલતદારોની કોર્ટોનો આક્ટ, નરવાદારી અથવા ભાગીદારોનો કાયદો, તાલુકદારોનો કાયદો, સહકારી મંડળીઓનો કાયદો, સાર્વજનિક રસ્તા અને પુલો ઉપરના વેરાનો કાયદો, સાર્વજનિક હોડી ઘાટનો કાયદો, હિંદુસ્તાનનો ખુશ્કીની જકાત બાબતનો કાયદો, તોડા ગીરાસનો કાયદો, સરકારી કાગળનાં ચલણી નાણાં બાબતનો કાયદો, સ્થાનિક અધિકારીઓને કરજે નાણું આપવા બાબતનો કાયદો, સરકારી નોકરોની વર્તણુંક બાબતની કાનુનો, તગાવી બાબતનો કાયદો (૧૮૮૭ નો ૧૯ મો) તગાવી બાબતનો કાયદો (૧૮૮૪ નો ૧૨ મો), લોકલ ફન્ડ બાબતનો કાયદો, ઇન્કમટેક્ષ એક્ટ, મતાદાર બાબતનો

એક્ટ, હિંદુસ્તાનનો બંદરો બાબતનો કાયદો, દેશી ઉતારૂ લઇ જનારાં વહાણો બાબતનો કાયદો, જમીન લેવા બાબતનો આક્ટ, સુતરાઉ માલ ઉપર જકાત લેવાનો કાયદો, હિંદુસ્તાનનો નાણાં બાબતનો કાયદો, જળમાર્ગની કસ્ટમની ડયુટી લેવાનો કાયદો, હિંદુસ્તાનનો જંગલોનો—ફોરેસ્ટ એક્ટ, વતન એક્ટ, ઈરીગેશન એક્ટ, સીવળા કાઢવા બાબતનો કાયદો.

**ભાગ ૩ જો—દિવાની વિષયને લગતા કાયદાઓ—સીવીલ** પ્રોસીજર કોડ એ. સાથે, મુદત બાબતનો કાયદો, વારસા બાબતનો કાયદો, હિંદુ લો, મુસલમાની સરેહ, સ્ટામ્પ એક્ટ, ટોર્ટ યાને અપકૃત્ય શાસ્ત્ર, વકીલો સંબંધી રેગ્યુલેશન, કોર્ટ ઓફ વોર્ડસ આક્ટ, દક્ષિણ રીલીફ એગ્રીકલચર એક્ટ, સ્મોલ કૉઝ કોર્ટ આક્ટ, વારસાનું સરટીફીકેટ લેવા બાબતનો આક્ટ, હિંદુ વિધવાના પુનર્લગ્ન બાબતનો એક્ટ, પારસી લોકોનાં લગ્ન તથા તલાક બાબતનો કાયદો, વસિયતનામું કર્યા સિવાય મરનાર પારસીઓના વારસા બાબતનો કાયદો, કોર્ટ ફીનો આક્ટ, કોર્ટમાં સમખાવા બાબતનો એક્ટ, હિંદુસ્તાનનો કરારનો કાયદો, રજીસ્ટ્રેશન એક્ટ, વહેંચણ કરવા બાબતનો કાયદો, ટ્રાન્સફર ઓફ પ્રોપર્ટી એક્ટ, મુંબાઇની સીવીલ કોર્ટોનો એક્ટ, પ્રોબેટ તથા વહિવટ ચલાવવાની સનંદો આપવા બાબતનો કાયદો, ઇલાકાનો નાદારીનો આક્ટ, ઇઝમેન્ટ એક્ટ, સુખાધિકારનો કાયદો, દેણાની સાબીતી બાબતનો કાયદો, મુસલમાનોનો વકફ કાયદેસર ઠરાવવા બાબતનો કાયદો, ટ્રસ્ટ તથા ટ્રસ્ટીઓ બાબતનો કાયદો, હિંદુઓએ મિલ્કતની વ્યવસ્થા કરવા બાબતનો આક્ટ, સીવીલ પ્રોસીજર કોડનું પરિશિષ્ટ—કલેક્ટરોએ હુકમનામાં બજાવવા વિષે.

**ભાગ ૪ થો—ફોજદારી રેવન્યુ અને દિવાની કોર્ટમાં કરવાની અરજીઓ, જવાબો અને દસ્તાવેજોના નમુના છે.** અભિપ્રાયો ટાઇટલ પેજ ઉપર છાપ્યા છે. કીં. રૂ. ૮-૦-૦.

જેઠાલાલ દેવશંકર દવે. તંત્રી ભાગ્યોદય ઓફીસ—અમદાવાદ.

# પ્રસ્તાવના.

આજકાલ વાર્તા અને નવલકથાનો ટોટો નથી. પરંતુ તેમાંથી શિક્ષાપ્રદ અને બોધક વાર્તાઓ અને નવલકથાઓ ઘણીજ થોડી છે. કેટલીક તો એવી અસ્લીલ હોય છે કે જે બીજાના આગળ વાંચતાં પણ શરમ આવે તેવી હોય છે. એવી વાર્તાને પ્રગટ કરવી તેના કરતાં કોઇ બોધક અને મનુષ્યની જીંદગીમાં ફેરફાર કરી શકે તેવી વાર્તાને પ્રગટ કરી ભાગ્યોદયના ગ્રાહકોને તેનો લાભ આપવો એવો વિચાર થવાથી આ પુસ્તક પ્રગટ થયું છે.

આજકાલ બંગિય નરરત્ન **સર રવિન્દ્રનાથ ટાગોરને** કોઇ ઓળખતું નહિ હોય એવું તો ભાગ્યેજ હશે. આ વીર પુરુષે આપણા હિંદુસ્તાનનું નામ દિપાવ્યું છે. તેમની લેખન શક્તિને માટે તે આખી દુનિયામાં પ્રથમ નંબરે છે. અને આખી દુનિયાંના લેખકોની હરીફાઇમાં—તેમને **ગીતાંજલી** લખવાથી **સવા લાખ** રૂપિયાનું ઇનામ મળ્યું હતું. આવા એક સમર્થ વિદ્વાનના હાથે લખાયલું આ **રાજર્ષિ** નામનું પુસ્તક, અમે અમારા ગ્રાહકોને ભેટ આપવાનો વિચાર કર્યો. તે પુસ્તકનું ભાષાંતર કરવાની પરવાનગી મેળવવા અમે તે શ્રીમાનને લખી જણાવ્યું. અને તેમણે વિના સંકોચે કાંઇ પણ લીધા વગર ખુશીથી તુરતજ તેનું ભાષાંતર કરવાની આ લેખકને પરવાનગી આપી. આથી આપણે તેમનો ઉપકાર માનવો જોઇએ, અને તેમનીજ કૃપાથી આજે આપના હાથમાં આ પુસ્તક આવી પડયું છે.

આ પુસ્તક પ્રથમ પ્રકરણથી છેવટ સુધી વાંચી જતાં તેમાં દયા, કરુણા, પ્રેમ અને શાંતિ દરેકમાં છલકાઇ રહેલી છે. છળપ્રપંચી મનુષ્ય પણ પ્રેમી મનુષ્યના આગળ વશ થઇ જાય છે. તે સ્થળે સ્થળે જણાઇ આવશે.

આ પુસ્તકમાં ત્રિપુરાના રાજા ગોવિંદ માણિક્યની ઋષિ તુલ્ય રાજનીતિ, અને દયાળુ સ્વભાવ, હિંસાનો પ્રતિબંધ કરવાનો ઠરાવ, અને તેને છેવટ સુધી પાલન કરવાનો નિશ્ચય એ સત્કાર્યને સંકટ સુધી પણ વળગી રહેવાનું સૂચવે છે. જ્યારે બીજી બાજુથી રઘુપતિની હિંસા કરવાની કુટિલ નીતિ, નક્ષત્રરાયને પોતાના પંઝામાં લઇ, ગોવિંદ માણિક્યનું રાજ્ય તેને અપાવવું. અને અંતે હિંસક સ્વભાવ બદલાયા પછી, ગોવિંદ માણિક્યને શરણે જવું. એ મનુષ્યોને કુટિલ નીતિનો ત્યાગ કરવાનો બોધ આપે છે. આ વાર્તા હૃદયના તાળાને ઉઘાડવાની કુંચી રૂપ છે. આ સાધારણ વાર્તા નથી પણ તે તેનો આશય અને તેનો ઉદ્દેશ ઘણોજ મહાન છે. આશા છે કે વાંચકો તેને વાંચી અને મનન કરી પોતાનામાં ફેરફાર થએલો અનુભવશે.

આ બંગાળી પુસ્તક ઉપરથી, હીંદી અને મરાઠીમાં પણ ભાષાંતર થઇ ગયેલું છે, અને આજે કાગળોની ઘણીજ મોંઘવારી હોવાથી દરેક પુસ્તક રફ કાગળમાં છપાય છે પણ આવા એક સમર્થ વિદ્વાનનું લખેલું પુસ્તક રફ કાગળમાં છપાવવું અમને યોગ્ય ન લાગ્યાથી ઘણું ખર્ચ કરી એન્ટીક કાગળમાં છપાવ્યું છે. અને આશા છે કે ગ્રાહકોને તેથી સંતોષ થશેજ. આ વર્ષે જો આ પુસ્તક તેમને પસંદ પડશે તો આવતી સાલે કોઇ એવા અત્યુત્તમ પુસ્તકની યોજના થશે. અમે ખર્ચ કરી ગ્રાહકોની સેવા કરવાનું વ્રત લીધું છે. તેમ ગ્રાહકો પણ પોતાનાથી બને તેટલા બીજા ગ્રાહકો વધારી આપી અમારા સાહસને ઉત્તેજન આપશે એવી અમે આશા રાખી વિરમીએ છીએ.

તા. ૫—૩—૧૮.
ભાગ્યોદય ઓફીસ,
**અમદાવાદ.**

**જેઠાલાલ દેવશંકર દવે.**
કર્તા.

# અનુક્રમણિકા.

| વિષય. | પૃષ્ઠાંક. |
|---|---|

# કાયદાનો શિક્ષક

## યાને ફોજદારી રેવન્યુ અને દીવાની કાયદાઓનું જુથ.

આ પુસ્તકની અંદર ફોજદારી, રેવન્યુ અને દીવાની કાયદાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. જેની અંદર ઈંડીઅન પીનલકોડ, ક્રીમીનલ પ્રોસીજર કોડ, લૅન્ડરેવન્યુ કોડ, સીવીલ પ્રોસીજર કોડ, આબકારી, મ્યુનીસીપાલ, રેલ્વે, પોલીસના એકટો, મામલતદાર કોર્ટોનો એકટ, વતન, મતાદાર, નરવાના, તાલુકદારના કાયદા, મુદતનો, ટ્રાન્સફર પ્રોપર્ટી, સ્ટેમ્પ એકટ, હીંદુલો, મુસલમાન અને પારસીઓના કાયદા વિગેરે લગભગ ૧૨૫ કાયદાઓનો સમાવેશ છે. જે જુદા જુદા ખરીદવાથી રૂ. ૧૦૦ ઉપરાંત ખર્ચ થાય તેમ છે. છતાં આ પુસ્તકની કીંમત માત્ર રૂ. ૮ જ રાખી છે. પોસ્ટેજ રૂ. ૦–૯–૦ જુદા.

**વડોદરા રાજ્યના ન્યાયમંત્રી** મે. રા. બા. ગોવીંદભાઈ નાથાભાઈ દેશાઇ બી. એ. એલ એલ. બી. લખે છે કેઃ—

રા. રા. જેઠાલાલ દેવશંકર દવેકૃત "કાયદાનો શિક્ષક" એ નામના પુસ્તકની પહેલી આવૃત્તિ મારા જોવામાં આવી હતી. તેમ હાલમાં સને ૧૯૧૭ આખર સુધીના સુધારા વધારા સાથે નવીન આવૃત્તિ પ્રસિદ્ધ થઇ છે, તે પણ મારા જોવામાં આવી છે. આ પુસ્તક દરેક માણસને કાયદાની સાધારણ રીતે વ્યવહારોપયોગી માહિતી મેળવવાનું એક સાધન પુરૂં પાડે એવું છે, અને તેથી તે દરેક જણે પોતાના ઘરમાં રાખવા જેવું છે. એકજ પુસ્તકમાં દિવાની, ફોજદારી તથા મુલકી સંબંધી તમામ માહિતી મળે એવું ગુજરાતી ભાષામાં આ એકજ પુસ્તક છે, અને સાધારણ બાબતોમાં વકીલને ઘેર જવાની તસ્દી ન લેતાં દરેક માણસ જરૂરની કાયદા સંબંધી માહિતી તેમાંથી મેળવી શકે એવું ઉપયોગી છે.

**મુંબાઈ સ્મોલકોઝ કોર્ટના વડા જડજ** નામદાર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી લખે છે કે;—કાયદાનો શિક્ષક એ નામનું પુસ્તક મળ્યું છે. અંગ્રેજીમાં અજાણ એવા ગુજરાતી માણસને એ પુસ્તક ઉપયોગી થઇ પડવાનો સંભવ છે. અને હું ધારૂં છું કે ગુજરાત તથા કાઠીઆવાડનાં દેશી રાજ્યોમાં એનો લાભ સારો લેવાશે, અને લેવાવો જોઇએ.

ભાગ્યોદય પ્રેસ—**અમદાવાદ.**



# રાજર્ષિ.

## પ્રથમ ખંડ.

### પ્રકરણ પહેલું.

#### દેવી બાળકો સાથે પરિચય.

ભુવનેશ્વરી દેવીના મંદિરનો ઘાટ આરસપહાણનો બનાવેલો છે અને તે ગોમતી નદીમાં છેક અંદર સુધી બાંધેલો છે. એક દિવસ સવારે ઉનાળાની મોસમમાં ત્રિપુરાના મહારાજા ગોવિંદ માણિક્ય સ્નાન કરવાને માટે ગોમતી નદીના પવિત્ર ઘાટ ઉપર આવ્યા, તેમની સાથે તેમના ભાઇ નક્ષત્રરાય પણ હતા. તે વખતે એક નાની સરખી બાળકી પોતાના નાના ભાઇને સાથે લઇને તે ઘાટ ઉપર ઉભી હતી. તેણે રાજાનો દુપટ્ટો પકડી અને પુછ્યું કે "તમે કોણ છો?"

રાજાએ હસતાં હસતાં કહ્યું, " હું તમારો સેવક છું. "

બાલિકાએ કહ્યું—" મને પૂજા કરવા માટે ફૂલાં તોડી આપો. "

રાજાએ કહ્યું,—" ચાલો, તોડી આપું. "

રાજાની આ વાત સાંભળી તેના સઘળા નોકરો આશ્ચર્ય પામી બોલ્યા; " મહારાજ ! આપ શું કરવા જાઓ છો ? અમે પુષ્પ તોડી આપીશું. આપ જાતે જશો તો પછી અમે શું કરવાના છીએ ? "

રાજા—" આ બાલીકાએ મને આજ્ઞા કરી છે, જેથી હુંજ તેને તોડી આપીશ. "

રાજાએ તે બાળકીના મુખ તરફ ધ્યાનથી જોયું તો તે દિવસનો વિમળ ઉષઃકાલ જેવો શોભાયમાન હતો તેવી જ રીતે તે બાળકીનું મુખ પણ શોભાયમાન હતું.

જે વખતે તે કુમારિકા રાજાનો હાથ પકડીને મંદિરની પાસેના બાગમાં ફરતી હતી તે વખતે ચારે તરફ ખીલેલાં સ્વચ્છ ફુલાંની માફક તેના પ્રફુલ્લ મુખમાંથી જાણે એક પ્રકારનો સુવાસ જંગલમાં ફેલાઇ રહ્યો હોય એમ લાગતું હતું. તેનો નાનો ભાઇ પણ પોતાની બેનનું કપડું હાથમાં પકડીને તેની સાથે સાથે ફરતો હતો. તે કેવળ પોતાની બ્હેનને જ ઓળખતો હતો. રાજાની સાથે તેનો પરિચય થયો નહોતો.

રાજાએ તે બાલિકાને પૂછ્યું–" તારૂં નામ શું ?"

બાલિકાએ કહ્યું:—આનંદી.

રાજાએ તે નાના બાળકને પણ તેનું નામ પૂછ્યું, પણ તે બાળક તો આંખો ચોળતો ચોળતો પોતાની બેનના મોં તરફ જોવા લાગ્યો, પણ કાંઇ જવાબ આપ્યો નહિ.

આનંદીએ તેના શરીર ઉપર હાથ ફેરવી કહ્યું:–" કહેને ભાઇ, કે મારૂં નામ પોપટ છે."

બાળકે પોતાના નાના નાના હોઠ ઉઘાડીને ધીરેથી કહ્યું:–" માલુ નામ પપત." એટલું કહીને તેણે પોતાનું મોં પોતાની બેનની ઓઢણી ખેંચીને તેમાં સંતાડી દીધું.

આનંદીએ રાજાને કહ્યું કે:–" એ હજુ નાનો છે, જેથી સર્વ લોક તેને પોપટ, પોપટ કહીને બોલાવે છે." પછી તેણે તેના નાના ભાઇ તરફ જોઇને કહ્યું કે:–" ઠીક ભાઇ, મંદિર કહે જોઇએ."

બાળકે પોતાની બ્હેનના મુખ સામું જોઇને કહ્યું–" લંદલ."

આનંદીએ હસીને કહ્યું, પોપટ હજુ બરોબર મંદીર કહી શકતો નથી, જેથી " લંદલ " કહે છે. ઠીક ભાઇ, કલાઇ કહે જોઇએ.

બાળકે કહ્યું:—" બલાઇ."

આનંદીએ ફરી હસીને કહ્યું કે, તે હજુ આપણી માફક બરોબર બોલી શકતો નથી. એમ કહી તેણે પોતાના નાના ભાઇને માથે હાથ ફેરવ્યો.

પોપટની એવી એવી અનેક વાતો તે બાલિકા રાજાને કહેતી હતી, તેણે કહ્યું કે એક વખત એક ઝાડ ઉપરના ફળને તે ચકલી માનીને તેને ઉડાડવા માટે હાથવતી તાળીઓ પાડતો હતો. આનંદી કરતાં તે બાળક હજુ અજ્ઞાન છે તે વાત તેણે રાજાને સારી રીતે સમજાવી. એ પ્રકારે એ દિવસે સવારમાં ફુલ તોડવાની વિધિ સમાપ્ત થઇ. રાજાએ જ્યારે તે નાની બાલિકાનો ખોળો ફુલોથી ભરી દીધો ત્યારે તેણે જાણ્યું કે હવે તેની પૂજા પુરી થઇ. તે બંને સરલ હૃદયના બાળકોના સ્નેહનું દસ્ય જોઇ, તેમના પવિત્ર હૃદયની આશા પૂરી કરી. અને ફૂલોનો સંચય કરવાથી જાણે દેવપૂજાનું કામ પુરૂં થયું હોય એમ તેમણે માન્યું.

# પ્રકરણ બીજું.

## ગોવિંદ માણિક્યનો બાળકો પ્રતિ સ્નેહ, અને આનંદીનો દેહ વિલય.

એક દિવસના થોડા વખતના સહવાસથી એ બંને ભાઇ બેન પ્રતિ રાજાનો એટલો બધો સ્નેહ બંધાઇ ગયો હતો કે તે પ્રાતઃકાલે જ્યારે પ્રથમ એ બંનેનાં મોં જોતા હતા, અને તેમને મળતા હતા ત્યાર પછીજ આટલામાંથી ઉઠતા હતા. વળી દરરોજ એવો નિયમ હતો કે જ્યાં સુધી તેમને તે પુષ્પ તોડી આપે નહિ ત્યાં સુધી તે સ્નાન કરતા નહોતા. તે બંને બાળકો પણ તેવી જ રીતે રાજાની સાથે હળી મળી ગયાં હતાં. જ્યાં સુધી રાજા સ્નાન કરતા, ત્યાં સુધી તે પણ ઘાટ ઉપર બેઠે બેઠે તેમના સ્નાનનો તમાશો જોયા કરતાં હતાં અને જે દિવસે દુર્ભાગ્યવશ રાજાને તે બંનેનાં દર્શન થતાં નહિ તે દિવસે એમ લાગતું કે આજે રાજાનું નિત્ય કર્મ અધુરૂં રહી ગયું છે.

આનંદી અને પોપટ એ બંને માબાપ વગરનાં હતાં. તેમને કેવળ એક કાકો હતો. તે કાકાનું નામ કેદારેશ્વર હતું. તેને પણ કોઇ બાળબચ્ચું નહોતું પણ આ બંને બાળકજ તેના સુખના આધાર રૂપ હતાં.

એક વર્ષ થયા પછી, પોપટ મંદિર શબ્દનો ઉચ્ચાર બરોબર કરવા લાગ્યો. પણ હજુ બરોબર બોલતાં આવડતું નહોતું. જ્યારે તેની બેન ગોમતી નદીના કિનારે એક ઝાડની નીચે પગ લાંબા કરીને

બેસતી અને કાંઇ વાત કહેતી, ત્યારે પોપટ તે ધ્યાનપૂર્વક સાંભળતો. એક વૃક્ષની નીચે ખુલ્લી હવામાં બેસીને તે નાનાં બાળકોના કોમળ હૃદયમાં આવી વાતો સાંભળીને કેવો ભાવ ઉત્પન્ન થતો હશે તે આપણે સમજી શકતા નથી. પોપટનામાં એક બીજી વિચિત્ર ટેવ તો એ હતી કે તે કદી પણ બીજાં છોકરાંની સાથે રમવા જતો નહોતો, પણ તે તેની બેનની સાથે છાયાની માફક ફર્યા કરતો હતો.

અશાડ મહીનો છે, સ્હવારથી જ આકાશ વાદળોથી ઘેરાયલું છે. વરસાદ વરસતો નથી પણ વરસાદ વરસવાનાં સર્વ ચિન્હ દેખાઇ રહ્યાં છે. ઠંડો પવન વાય છે, અને તેથી કંઇક દૂર વરસાદ વરસ્યો હશે એમ જણાઇ આવે છે. ગોમતી નદીના જળમાં અને નદીના બંને કિનારાના જંગલમાં કાળા આસમાનની છાયા પડી રહી હતી. ગઇ કાલે અમાસ હતી જેથી ભૂવનેશ્વરીની પૂજામાં બલિદાન અપાયું હતું.

આનંદી અને પોપટનો હાથ પકડીને રાજા નિયમિત સમયે સ્નાન કરવાને માટે ગોમતિ નદિના પવિત્ર ઘાટ ઉપર આવ્યા હતા. આરસપહાણથી બાંધેલા ઘાટનાં પગથીયાંમાં થઇ એક લોહીની નીક વહીને ગોમતીના જળમાં જઇને વિલીન થઇ ગયેલી હતી. કાલ રાત્રે જે એકસો એક ભેંસોનું બલિદાન અપાયું હતું, તે લોહીની નીક તેની હતી, આનંદીએ તે લોહીના ડાઘ જોઇ આશ્ચર્ય પામી રાજાને પૂછ્યું કે;—“ આ શાનો ડાઘ હશે ? ” રાજાએ કહ્યું, “તે લોહીનો ડાઘ છે !” તેણે કહ્યું, “ આટલું બધું લોહી ? ” અધીર થઇને બાલિકાએ પૂછ્યું, “ આટલું બધું લોહી ? ” એ સાંભળી રાજાના હૃદયમાં પણ પ્રશ્ન ઉઠવા માંડ્યો કે, આટલું બધું લોહી ? તે એકાએક કંપી ઉઠ્યા. ઘણા વર્ષોથી તે દર વર્ષે લોહીની નીક વહેતી જોતા હતા, પણ આજ

એક નાની સરખી બાલિકાના મુખમાંથી આ પ્રશ્ન સાંભળીને તેમના મનમાં સંદેહ થવા લાગ્યો કે આટલું બધું લોહી કેમ ? તે જવાબ આપવાનું ભૂલી ગયા અને ચિંતિત થઇ, સ્નાન કરતાં કરતાં આ પ્રશ્નનો વિચાર કરવા લાગ્યા. તેમણે મનમાં ને મનમાં કહ્યું, ગોમતી ! દર વર્ષે સેંકડો અસહાય અને નિરપરાધી જીવોનું લોહી તારામાં વહેતું આવે છે, તો પણ તારૂં જળ આવું સ્વચ્છ કેમ હશે ! આનંદી પગથીયાં ઉપર બેઠે બેઠે પોતાનો પાલવ પાણીથી પલાળી ધીમે ધીમે લોહીનો ડાઘ ઘસી નાંખવા લાગી, તેની દેખાદેખીથી પોપટ પણ પોતાના નાજુક હાથ વતી તેમ કરવા લાગ્યો. આનંદીનું તમામ વસ્ત્ર લોહીથી લાલ થઇ ગયું. જેટલા ટાઇમમાં રાજાએ સ્નાન કર્યું, તેટલા જ વખતમાં તેમણે લોહીના ડાઘને ધોઇને સાફ કરી દીધા. ત્યાંથી પાછી ઘેર જતાં આનંદીને તાવ આવી ગયો. પોપટ પાસે બેસીને પોતાની બે નાની અંગુલીયો વડે બ્હેનની મીંચાયલી આંખોને ઉઘાડવાનો પ્રયત્ન કરતો હતો અને વચમાં વચમાં, બ્હેન, બ્હેન, કહી બોલાવતો હતો, આ પ્રકારે પોપટની બુમ સાંભળી આનંદી વચ્ચે વચ્ચે જાગી જતી અને કહેતી કે, પોપટ શું છે, આમ કહી પોપટને પોતાના તરફ ખેંચતી હતી. વળી પાછી આંખો મીંચી દેતી. આથી પોપટ ઘણીવાર સુધી છાનોમાનો પોતાની બ્હેનના મોં સામું જોઇ રહ્યો, અને કાંઇ બોલ્યો નહિ. આખરે કેટલીક વારે પાછો તે ધીમે ધીમે પોતાની બ્હેનના ગળે વળગી પડી અને તેના મોંની પાસે પોતાનું મોં લઇ જઇને ધીરે ધીરે બોલ્યો, બ્હેન તું ઉઠીશ ? આનંદી જાગી ઉઠી અને તેને છાતી સરસો ચાંપી કહ્યું, ભાઇ કેમ નહિ ઉઠું ? પરંતુ તેને ઉઠવાનું સામર્થ્ય નહોતું. પોપટના નાના હૃદયપર જાણે અંધકાર છવાઇ ગયો. તેના આખા દિવસની રમવા કુદવા અને આનંદની

આશા જાણે ધુળમાં મળી ગઇ. આકાશ ઘોર અંધકારથી છવાઇ ગયું. ઘરના છાપરા ઉપર કાંઇક વરસાદ વરસતો હોય તેમ જણાયું. જુવો, સામે આંબલીનું ઝાડ ભાગી પડયું. રસ્તામાં કોઇ જતું આવતું જણાતું નથી. કેદારેશ્વર એક વૈદને બોલાવી લાવ્યા. વૈદ્યે નાડી જોઇ તો દરદીનાં ચિન્હ સારાં જણાયાં.

બીજે દિવસે સ્નાન કરવાને માટે રાજા આવીને જુવે છે તો ત્યાં મંદિરમાં તે બંને ભાઇબેન નહોતાં. તેમણે ધાર્યું કે આ ભયંકર વરસાદને લીધે તે બંને બાળકો આવી શક્યાં નહિ હોય. સ્નાન તર્પણ સમાપ્ત કરીને ઘોડા ઉપર આરૂઢ થઇને રાજાએ પોતાની સ્વારી કેદારેશ્વરના ઘાટ તરફ લઇ જવાની આજ્ઞા આપી. નોકરોને આ સાંભળી ઘણું જ આશ્ચર્ય લાગ્યું, પણ રાજાની આજ્ઞા થતાં કોઇ કાંઇ બોલી શક્યું નહિ. રાજાની સ્વારી જ્યારે તેમના બારણે જઇ પહોંચી ત્યારે ત્યાં ઘણો જ ઘોંઘાટ મચી રહ્યો હતો.

આ ઘોંઘાટથી રોગીના માંદાની વાત તો સર્વ ભૂલી જ ગયા. કેવળ પોપટ ત્યાંથી ન ખસ્યો. તે પોતાની બેહોશ બેનની પાસે જ તેના કપડાનો એક છેડો મોંમાં ઘાલીને છાનો માનો બેસી રહ્યો. રાજાને ઘરમાં આવતો જોઇને તેણે પૂછ્યું, શું થયું છે ? રાજા ઉદ્વેગને લીધે કાંઇ પણ જવાબ આપી શક્યો નહિ. પોપટે ફરી નીચા નમી નમીને પૂછ્યું, " શું બ્હેનને વાગ્યું છે ? " તેના કાકા કેદારેશ્વરે કાંઇક ખીજવાઇને કહ્યું, હા, વાગ્યું છે. જેથી પોપટ પોતાની બ્હેનની પાસે જઇને તેનું મ્હોં ઉઘાડવાનો પ્રયત્ન કરતો, તેને ગળે બાઝીને પૂછવા લાગ્યો કે, બ્હેન, તને કઇ જગ્યાએ વાગ્યું છે ? આ પૂછવાનું કારણ એ હતું કે તેને જે જગ્યાએ વાગ્યું હોય તે જગ્યાએ ફુંકીને અને હાથ ફેરવીને બ્હેનના સઘળા દુઃખને મટાડી દેવાય; પણ

બ્હેન કાંઇ બોલી નહિ. જે તેનાથી ખમી શકાયું નહિ. તેના બંને હોઠ ફફડવા લાગ્યા, જ્યારે તેનાથી નજ રહેવાયું ત્યારે તે શોકથી રડવા લાગ્યો. "ટાલનો હું બેથો છું, કેમ બોલટી નડી, મેં ટાકું છુ અગાડુ છે કે માલા ઉપર લીછ્છઇ છું." આમ કહી રડવા લાગ્યો, રાજાની આગળ પોપટનું આવું વર્તન જોઇને કેદારેશ્વરને ખેદ થતાં તે ક્રોધનો માર્યો પોપટનો હાથ પકડીને તેને બીજા ઘરમાં લઇ ગયો. તોપણ આનંદી કાંઇ બોલી નહિ.

રાજવૈદ્યે રોગ વધતો જાય છે તે વાત પ્રથમથી જ કહી હતી. રાજા પોતે તે બાળકીના માથા આગળ બેઠો. સાંજ થતાં તે બાળકી લવરી કરવા લાગી, "હાય હાય! આટલું બધું લોહી કેમ? રાજાએ કહ્યું, હું તે લોહીના પ્રવાહને દૂર કરીશ." બાલિકા ફરી બોલી, "આવ ભાઇ પોપટ, હું અને તું બંને થઇને તે લોહીના ડાઘ કહાડી નાંખીએ."

સંધ્યાકાળે ફરી એકવાર આનંદીએ આંખો ઉઘાડી, આંખો ઉઘાડીને એકવાર જાણે કોઇને ખોળતી હોય તેમ ચારે તરફ જોવા લાગી. તે વખતે પોપટ બીજા ઘરમાં રડતો રડતો સુઇ ગયો હતો. જ્યારે આનંદીને કોઇ જણાયું નહિ, ત્યારે તેણે પોતાની આંખો બંધ કરી.

બસ, તે વખતે બંધ કરેલી આંખો ફરી કદી ઉઘડી નહિ. તેજ દિવસે મધ્યરાત્રે રાજાના ખોળામાં સુતેલી આનંદીનો પ્રાણ પંખેરૂ ઉડી ગયો. જે વખતે લોક આનંદીને હંમેશને માટે ઘરમાંથી બહાર લઇ ગયા હતા, તે વખતે પોપટ ઉંઘમાં અચેત થઇને પડયો હતો. જો તે વખતે પોપટ જાગતો હોત તો તે પોતાની બ્હેનની પાછળ છાયાની માફક જરૂર ચાલ્યો જાત.

## પ્રકરણ ત્રીજું.

### બલિદાન બંધ કરવાનો ઉપાય.

રાજા સભામાં બેઠા છે. ભૂવનેશ્વરીદેવીના મંદીરનો પુરોહિત (પૂજારી) કાંઇક કારણવશ રાજાની પાસે આવ્યો છે. પુરોહિતનું નામ રઘુપતિ છે. દેશમાં પુરોહિતને લોકો ચોન્તાઇ કહે છે. ભૂવનેશ્વરી દેવીની પૂજા થતા પહેલાંના ચૌદ દિવસ પહેલાં નિઃશબ્દ રાત્રિએ ચૌદ દેવતાઓની એક વધુ પૂજા થાય છે. આ પૂજાના દિવસે રાત્રે કોઇ ઘરમાંથી બહાર નિકળી શકતું નથી. રાજા પણ બહાર નિકળી શકતો નથી. જો કદિ રાજા ઘરની બહાર જાય તો તેમણે પુરોહિતને દંડ આપવો પડે છે. કહેવાય છે કે આ પૂજાની રાત્રે પુરૂષનું બલિદાન આપવામાં આવે છે. તે પૂજાની શરૂઆતમાં પ્રથમ જે પશુઓનું બલિદાન થાય છે, તે રાજાના રાજભવન સંબંધી દાન કહીને લેવામાં આવે છે. પુરોહિત બલિદાનને માટે આજે રાજાની પાસે પશુઓ લેવાને માટે આવ્યો છે. પૂજાના હવે માત્ર બાર જ દિવસ બાકી રહી ગયા છે.

રાજા બોલ્યો,—આ સાલ મંદિરમાં હવે જીવહિંસા કરવામાં નહિ આવે. આ સાંભળી સર્વ લોક શાંત થઇ રહ્યા.

પુરોહિત રઘુપતિ બોલ્યા, "શું હું આ સ્વપ્ન જોઉં છું."

રાજા બોલ્યો:—"નહીં મહાશય, આટલા દિવસ અમે સર્વ સ્વપ્ન જોતા હતા, હવે અમારી આંખો ઉઘડી છે. એક બાલિકાનું સ્વરૂપ ધારણ કરીને ભગવતીએ મને દર્શન આપ્યાં છે. તે કહી ગઇ છે કે, હું દયામયી જગન્માતા છું. હું હવે મારા જીવોનો રક્તપાત જોઇ શકતી નથી.

રઘુપતિએ કહ્યું—ત્યારે શું આટલા દિવસથી દેવી જીવોનું રક્તપાત કરતી હતી ?

રાજાએ કહ્યું—નહીં, તે પાન કરતી નહોતી. તમે જ્યારે જીવોને મારીને લોહી વહેવરાવો છો ત્યારે તે પોતાનું મ્હોં અવળું ફેરવે છે.

રઘુપતિ બોલ્યાઃ—મહારાજ, આપ રાજકાર્યમાં સારી રીતે પ્રવીણ છો તેમાં સંદેહ નથી; પરંતુ પૂજાની વાતમાં આપ કાંઇ જાણતા નથી. એ માટે જો ભગવતીને કાંઇ અપ્રસન્નતા થતી હોત તો તે વાત પ્રથમ હું જ જાણી શકત. નક્ષત્રરાય મહાજ્ઞાનીની માફક માથું હલાવીને બોલ્યા, “ હા, એ વાત યોગ્ય છે. દેવીની જો તે માટે કાંઇ અપ્રસન્નતા હોત તો તે વાત પ્રથમ પુરોહિત મહાશયના જ જાણવામાં આવત. ”

રાજાઃ—“ જેનું હૃદય કઠોર થઇ ગયું હોય છે, તે દેવીની વાત સાંભળી શકતા નથી. ”

નક્ષત્રરાયે પુરોહિતના મુખ તરફ જોયું, તેનું કારણ એ હતું કે આ વાતનો ઉત્તર કાંઇ આપવો જ જોઇએ.

રઘુપતિ ભારેલા અગ્નિની માફક ક્રોધનો માર્યો બોલી ઉઠ્યો,— “ આપ તો ભ્રષ્ટાચાર નાસ્તિકની માફક વાતો કર્યા કરો છો ! ”

ગોવિંદ માણિક્ય, ક્રોધાગ્નિથી પ્રજ્વલિત પુરોહિતના મુખની તરફ જોઇને બોલ્યા, “ મહાશય, રાજસભામાં બેસીને આપ આપના સમયને નકામો વ્યર્થ ગુમાવો છો. આપ મંદિરમાં જઇ આપનું કામ કરો. જતી વખતે રસ્તામાં લોકોને જણાવતા જાવ કે, ” મારા રાજ્યમાં જે કોઇ દેવતાની નિકટ જીવબલિ આપશે તેને રાજ્ય તરફથી સખત શિક્ષા થશે. અર્થાત્ તેને દેશનિકાલની સજા કરવામાં આવશે.

ત્યારે રઘુપતિ કંપતા કંપતા ઉઠી ઉભા થયા અને યજ્ઞોપવીત (જનોઇ) ને તોડી નાંખતાં બોલ્યા, "જાવ, હવે તમારો નાશ થાવ." પુરોહિતને શાપ દેતા સાંભળીને ચારે તરફથી હા ! હા ! કરતા સભાસદો તેના ઉપર તૂટી પડ્યા. રાજાએ તેમ કરતા સર્વને અટકાવી દીધા. જેથી સર્વ તેની આગળથી ખસી જઇ વેગળા ઉભા. રઘુપતિ કહેવા લાગ્યો, તમે રાજા છો, તમે ઇચ્છા કરો તો પ્રજાનું સર્વસ્વ હરણ કરી શકો તેમ છો. એથી શું ભગવતિના બલિનું પણ હરણ કરી શકશો ? તમારૂં સામર્થ્ય કેટલું ? દેવીના સેવક રઘુપતિના જીવવા છતાં પણ કેવી રીતે તમે પૂજામાં વિઘ્ન કરી શકો છો, તે હું પણ જોઉં તો ખરો."

દિવાન રાજાના સ્વભાવથી સારી રીતે પરિચિત હતા. તે જાણતા હતા કે કોઇ પણ વાતનો સંકલ્પ કર્યા પછી રાજા જરૂર તેને પુરી કરે જ છે. તેણે ધીમે રહીને કહ્યું, "મહારાજ, આપના સ્વર્ગીય વડિલો દેવીની આગળ બલિ આપતા આવ્યા છે, અને તેમાં કોઇ દિવસ ખામી આવી નથી." આટલું કહી તે છાના રહ્યા.

રાજા કાંઇ ન બોલ્યા, જેથી દિવાને ફરીથી કહ્યું, આજે આટલા બધા દિવસો પછી આપના પૂર્વ પુરૂષો દ્વારા સંસ્થાપિત આ પ્રાચીન પૂજામાં વિઘ્ન નાંખવાથી સ્વર્ગમાં પણ પિતૃલોક અપ્રસન્ન થશે." મહારાજ વિચાર કરવા લાગ્યા. નક્ષત્રરાય પોતાની પંડિતાઇ બતાવતા બોલ્યા, "હાં, સ્વર્ગમાં પણ પિતૃલોક અપ્રસન્ન થશે."

દિવાને ફરી કહ્યું, "મહારાજ એક કામ કરો, જ્યાં હજાર બલિદાન આપવામાં આવે છે ત્યાં હાલ એક સો બલિ આપવાની આજ્ઞા આપો."

સભાસદો શાંતિથી તાકી રહ્યા છે. મહારાજ ગોવિન્દ માણિક્ય પણ બેઠા બેઠા આ વાતનો વિચાર કરવા લાગ્યા. હષ્ટ રઘુપતિએ અધીર થઇને દરબારમાંથી ઉઠીને ચાલવા માંડયું.

તેજ વખતે દ્વારપાલોના હાથમાંથી કોઇ પણ પ્રકારે છુટીને ઉઘાડા શરીરે અને ઉઘાડા પગે એક નાનો સરખો બાળક દરબારમાં આવ્યો. તેના શરીર ઉપર કપડાં ન્હોતાં કે પગમાં જોડા ન્હોતા. રાજદરબારની વચ્ચે ઉભો રહીને તે પોતાની મોટી મોટી આંખોથી રાજાના મોં સામે જોઇને બોલ્યો, “ બ્હેન ક્યાં છે ? ”

આવા મોટા દરબારમાં, સર્વ માણસોની ઉપર જાણે અંધકાર છવાઇ ગયું હોય તેમ માત્ર એક નાના બાળકનો કંઠ ધ્વનિ, તે વિશાળ સભા ભવનમાં પ્રતિધ્વનિત થઇ રહ્યો કે “ બ્હેન ક્યાં છો ? ”

રાજાએ તુરત જ સિંહાસનથી નીચે ઉતરીને બાળકને ખોળામાં ઉઠાવી લીધો. ફરી તેણે ઉચ્ચ સ્વરે મંત્રીને કહ્યું કે “ આજથી મારા રાજ્યમાં બલિદાન આપી શકાશે નહિ. હવે તે માટે કોઇ પણ માણસે એક પણ અક્ષર ન બોલવો. ”

દિવાને કહ્યું, “ જેવી આપની આજ્ઞા. ”

પોપટે રાજાને ફરી પૂછ્યું,—“ મારી બ્હેન ક્યાં છે ? ”

રાજાએ કહ્યું—“ દેવીની પાસે. ”

પોપટ ઘણી વાર સુધી તો મોંમાં આંગળી ઘાલીને છાનો માનો શાંત રહ્યો. જાણે તેને પોતાની બ્હેનનો ખરો પત્તો મળ્યો હોય તેમ તે વખતે તેને સમજાયું હોય તેમ લાગ્યું. તે દિવસથી રાજાએ પોપટને પોતાની પાસે રાખ્યો અને તેના વૃદ્ધ કાકા કેદારેશ્વરને પણ તેમણે પોતાના મહેલમાં રહેવાની જગ્યા આપી.

સભાસદો સર્વ અંદરે અંદર વાતો કરવા લાગ્યા. "ભાઇ, આ તો જૈનનો મુલક થઇ ગયો. આપણે સર્વ જાણીએ છીએ કે બૌદ્ધ અને જૈન લોક જ રક્તપાન કરતા નથી. શું હવે આપણા હિંદુ લોકમાં પણ આ રીવાજ પેસી જશે?"

નક્ષત્રરાય પણ તે લોકોની હા એ હા કરતા બોલ્યા કે,–"હા, હિંદુઓના દેશમાં પણ આ રીવાજ પેસી જશે ખરો!"

સર્વ લોકોએ નિશ્ચય કર્યો કે અવનતિનાં લક્ષણ આથી કેવાં વધારે જોઇએ છે? બૌદ્ધ અને હિંદુ લોકોમાં હવે શો ફેર રહ્યો છે.

## પ્રકરણ ચોથું.

### જયસિંહ સાથે રઘુપતિની મસલત.

ભુવનેશ્વરીના મંદિરના નોકરનું નામ જયસિંહ છે. તે જાતનો રાજવંશી ક્ષત્રિય છે. તેનો બાપ સુચેતસિંહ ત્રિપુરા રાજધાનીમાં એક જુનો નોકર હતો. સુચેતસિંહના મૃત્યુ વખતે જયસિંહ નાનો બાળક હતો. તે નિરાધાર બાળકને રાજાએ મંદિરના કામમાં દાખલ કર્યો. જયસિંહને મંદિરના પૂજારી રઘુપતિના હાથ તળે પોષણ અને શિક્ષણ મળ્યું છે. બાળપણથી જ મંદિરમાં ઉછરી મોટા થવાથી જયસિંહ મંદિરને પોતાનું ઘર માનતો હતો. મંદિરની કોઇ જગ્યા એવી નહોતી કે જેને જયસિંહે ન દીઠી હોય, અર્થાત્ મંદિરની સર્વ ગુપ્ત અને પ્રકટ જગ્યા તેનાથી જાણીતી હતી. તેની મા જીવતી નહોતી. ભૂવનેશ્વરીની પ્રતિમાને જ તે મા માનતો

હતો. પ્રતિમાની સામે બેસીને તે ઘણીવાર વાતો કર્યા કરતો હતો. તે પોતે કદી એકલો છે એવું સમજતો નહોતો. તેના બીજા અનેક સોબતીઓ હતા. મંદિરની પાસેના બગીચામાં કેટલાંક ઝાડો તેણે પોતાને હાથે ઉછેર્યાં હતાં. ચારે તરફ રોપેલાં વૃક્ષ વધ્યા કરે છે. તેના ઉપર લતાઓ ચઢી રહી છે. શાખાઓ પ્રફુલ્લિત થઇ રહી છે. છાયા ફેલાતી જાય છે. તેની હરીયાળી લતાઓથી આખું જંગલ હરિયાળું થઇ રહ્યું છે, પરંતુ તે સર્વ જયસિંહના હૃદયની વાતો છે, છતાં તેના આ પ્રાકૃતિક અનુરાગની વાતને વિશેષે કરીને કોઇ જાણતું નથી. તે પોતાના વિશેષ બળ અને સાહસને લીધે જ લોકોમાં વિખ્યાત છે.

મંદિરના કામકાજથી નિવૃત્ત થઇને જયસિંહ પોતાના ઘરના દ્વારપર બેઠો છે. સામે વાડી છે. દિવસ આથમવા આવ્યો છે. ખૂબ જોરથી વાદળ ઘેરાઇ ગયું છે. વરસાદ વરસવા માંડ્યો છે. નવિન વૃષ્ટિના જળથી જયસિંહનાં ઉછરેલાં ઝાડપાન સ્નાન કરી રહ્યાં છે. દરેક પાનપર વર્ષાદનાં ટીપાંનો નાચવાનો ઉત્સવ થઇ રહ્યો છે. વર્ષાદના પાણીની નાની નાની સેંકડો ધારાઓ મળીને ઝરમર ઝરમર કરતી ગોમતી નદીમાં જઇને પડયાં કરે છે. જયસિંહ ઘણી જ ખુશીની સાથે બેઠો બેઠો પોતાના ઉપવનની શોભા જોઇ રહ્યો છે. ચારે તરફ કાળી કાળી મેઘ માળાઓની છટા, વનની છાયા, પલ્લવોની સ્યામલતાશ્રી, દેડકાઓના અવાજો, અને લાગલાગટ વરસાદ વરસવાનો ઝરઝર શબ્દ—બસ, જંગલમાં આ પ્રકારના નૂતન વૃષ્ટિની ઘટાનો આડંબર જોઇને તેનું હૃદય આનંદથી ઉભળી રહ્યું છે.

તે વખતે વરસાદમાં પલળતો રઘુપતિ ત્યાં આવી પહોંચ્યો. જયસિંહે એકદમ ઉભા થઇને તેને પગ ધોવાનું પાણી અને પહેરવાને માટે

સુકાં કપડાં લાવી આપ્યાં. રઘુપતિ ગુસ્સે થઇને બોલ્યો:–" તને કપડાં લાવવાનું કોણે કહ્યું ? એમ કહી રીસમાં કપડાં લઇને ઘરમાં ફેંક્યાં. જયસિંહ પગ ધોવાને માટે પાણી લઇને આગળ ઉભો રહ્યો. રઘુપતિએ ક્રોધમાં કહ્યું:–" ઉભો રહે હમણાં, પાણીને મૂકી દે. " એમ કહેતાં તે પાણીના ઘડાને લાત મારી ઢોળી દીધો. જયસિંહ એકાએક આ વાતનું કારણ કાંઇ ન સમજવાથી દંગ થઇ ગયો. તે કપડાંને નીચેથી લઇને ઠીક કરવા લાગ્યો, જેથી રઘુપતિ પાછો ગુસ્સે થઇને બોલ્યો, ઉભો રહે, તું એ કપડાંને ન અડકીશ. એમ કહીને તે જાતે જઇને કપડાં લઇ આવ્યો. અને પોતાના હાથે પાણી લઇને પગ ધોયા. ત્યારે જયસિંહે ધીમે રહીને કહ્યું, પ્રભો ! મેં શો અપરાધ કર્યો છે ? રઘુપતિ કાંઇક મરડાઇને બોલ્યો, કોણ કહે છે કે તેં અપરાધ કર્યો છે ? જયસિંહ દુ:ખી થઇ છાનો માનો બેસી રહ્યો. રઘુપતિ વ્યાકુળ ચિત્તે ઘેરથી બહાર નીકળી આમતેમ ઘુમવા લાગ્યો. આમ કરતાં રાત વધુ વિતી ગઇ. પાછો વરસાદ વરસવા લાગ્યો. આખરે રઘુપતિએ જયસિંહની પીઠપર હાથ મૂકીને નમ્રતાથી કહ્યું:–" રાત ઘણી જ ગઇ છે, હવે સુઇ જા. " જયસિંહે રઘુપતિનાં મધુર વચનોથી મોહિત થઇને કહ્યું, " પ્રથમ આપ સુઇ જાવ, પછી હું સુઇ જઇશ. " રઘુપતિએ કહ્યું, " મને હજુ વાર છે. આજ મેં તારી સાથે ઘણી જ સખત વર્ત્તણુક ચલાવી છે તે માટે મનમાં કાંઇ ન લાવતો. મારૂં ચિત્ત તે વખતે ઠેકાણે નહોતું. તેની સઘળી હકીકત હું તને કાલે કહીશ, માટે આજ સુખેથી સુઇ જા. "

જયસિંહ—જેવી આજ્ઞા, એમ કહી સુવા માટે ચાલ્યો ગયો.

રઘુપતિએ આખી રાત ફર્યા કર્યું. સવારે જયસિંહ ગુરૂ (રઘુપતિ) ને પ્રણામ કરીને તેની સામે ઉભો રહ્યો.

રઘુપતિએ કહ્યું, "જયસિંહ, દેવીનું બલિદાન બંધ થઇ ગયું." જયસિંહે આશ્ચર્ય પામતાં કહ્યું.

"પ્રભો, એ શું સાચી વાત છે?"

રઘુપતિ—"રાજાનો એવો હુકમ થયો છે."

જયસિંહ—"ક્યા રાજાનો?"

રઘુપતિએ કહ્યું, અહિંના રાજા ગોવિંદ માણિક્યે હુકમ કરી દીધો છે કે દેવ મંદિરમાં જીવોનું બલિદાન આપવામાં નહીં આવે."

જયસિંહ—"નરબલી?"

રઘુપતિ—ઝક કેમ કરે છે, હું જીવબલિની વાત કરૂં છું, તો પછી નરબલિની વાત કેમ પુછે છે?

જયસિંહ—કોઇ પણ જીવનું બલિદાન નહિ અપાય?

રઘુપતિ—ના.

જયસિંહ—શું મહારાજ ગોવિંદ માણિક્યનો એવો જ હુકમ છે?

રઘુપતિ—હા, હા, એક જ વાતને વારંવાર કેમ પૂછે છે?

જયસિંહ કેટલીક વાર સુધી તો કાંઇ ન બોલ્યો, તે કેવળ પોતાના મનમાં કહેવા લાગ્યો કે, "મહારાજ ગોવિન્દ માણિક્ય તને ધન્ય છે." ગોવિંદ માણિક્યને જયસિંહ નાનપણથી જ દેવ તરીકે માને છે. આકાશ સ્થિત પૂર્ણચન્દ્ર (પુનમ) ના ઉપર બાળકોની જેવી સ્વભાવિક પ્રિતિ હોય છે તેવી જ રીતે ગોવિંદ માણિક્યના ઉપર જયસિંહના મનનો ભાવ હતો. ગોવિન્દ માણિક્યના, શાંત સ્વભાવથી ભરેલું સુંદર મુખ જોઇને જયસિંહની તેમના ઉપર એટલી બધી પ્રિતિ હતી કે તે તેને માટે પ્રાણ પણ આપવા તૈયાર હતો.

રઘુપતિએ કહ્યું “ તેનો કાંઇ ઉપાય તો જરૂર કરવો જ પડશે”

જયસિંહ—“ ઠીક છે, હું મહારાજની પાસે જઇશ અને તેમને વિનય પૂર્વક કહીશ. ”

રઘુપતિ—તે સર્વ નકામું છે.

જયસિંહ—ત્યારે શું કરવું ?

રઘુપતિએ કેટલીક વાર વિચાર કરીને કહ્યું, કાલે કહીશ. કાલે સવારે તું નક્ષત્રરાયની પાસે જઇને તે ગુપ્ત રીતે મને મળે એવું કહી આવજે.

## પ્રકરણ પાંચમું.

### ગોવિંદ માણિક્યનું ખુન કરવાની ખટપટ.

સવારે નક્ષત્રરાય આવ્યા અને રઘુપતિને પ્રણામ કરીને કહ્યું, “ શી આજ્ઞા છે ?”

રઘુપતિએ કહ્યું–“તમને ભગવતિની આજ્ઞા જણાવવાની છે, માટે પ્રથમ ભગવતીને પ્રણામ કરવા ચાલો. ”

બન્ને મંદિરમાં ગયા. જયસિંહ પણ તેની સાથે સાથે ગયો. નક્ષત્રરાયે ભુવનેશ્વરીની મૂર્તિની આગળ સાષ્ટાંગ પ્રણામ કર્યા. રઘુપતિએ નક્ષત્રરાયને કહ્યું, “ કુમાર, તું રાજા થઇશ. ”

નક્ષત્રરાયે કહ્યું–“શું કહ્યું મહાશય, હું રાજા થઇશ ? આપ જે કહો છો તે કાંઇ નક્કી નથી. ” આમ કહીને નક્ષત્રરાય ખુબ જોરથી હસવા લાગ્યો.

રઘુપતિ બોલ્યા, "હું કહું છું કે, તમે જરૂર રાજા બનશો જ." નક્ષત્રરાયે કહ્યું, "આપ નક્કી કહો છો કે હું જરૂર રાજા થઇશ?" એમ કહીને તે રઘુપતિના મોં તરફ તે જોવા લાગ્યો.

રઘુપતિ–તો શું હું તને જુઠી વાત કહું છું?

નક્ષત્રરાય–"આપ જુઠું તો નથી કહેતા, પણ એ વાત શી રીતે માની શકાય? જુવો મહાશય, કાલે મેં સ્વપ્નમાં દેડકો જોયો છે, ઠીક, સ્વપ્નમાં દેડકું જોવાથી શું પરિણામ આવે તે કહો?"

રઘુપતિએ હસીને કહ્યું, "કેવું દેડકું? તેના માથા ઉપર કાંઇ ચિન્હ હતું?"

નક્ષત્રરાય જોરથી બોલ્યો, "હા, તેના માથે ચિન્હ તો હતું જ."

રઘુપતિ–"હા, ત્યારે તો રાજ્યપદ તમને જરૂર મળશે જ."

નક્ષત્રરાય–તો રાજ્યપદ મને મળશે. આપ કહો છો કે રાજ્ય મળશે, પણ કદી ન મળે તો?

રઘુપતિ—શું મારી વાત જુઠી પડી શકે?

નક્ષત્રરાય—નહીં, નહીં, હું તેમ કહેતો નથી. મને રાજતિલક પ્રાપ્ત થશે તે તો આપ કહો છો જ, પણ માનો કે કદિ ન પ્રાપ્ત થાય તો, કદિ દૈવવશાત એમ ન થઇ શકે કે......

રઘુપતિ—વચમાં બોલી ઉઠ્યો, "નહીં, નહીં, એ વાત મિથ્યા થઇ શકે જ નહીં."

નક્ષત્રરાય—જ્યારે આપ એવું જ કહો છો ત્યારે એ વાત નિઃસંદેહ મિથ્યા થઇ શકતી નથી. ઠીક, રાજા બનીશ તો હું આપને મારા મંત્રી બનાવીશ.

રઘુપતિ—ઠીક તે જોઇશું. રાજા થતા પહેલાં શું કરવું પડશે તે તો પ્રથમ સાંભળો, દેવી રાજરક્ત જોવા માગે છે, સ્વપ્નમાં મારા ઉપર તેણે તેવી આજ્ઞા કરી છે.

નક્ષત્રરાય—દેવી રાજ્યરક્ત જોવા ઇચ્છે છે! સ્વપ્નમાં આપને તેવી આજ્ઞા થઇ છે! તે તો સારી વાત છે.

રઘુપતિ—આપે ગોવિન્દ માણિક્યનું લોહી લાવવું પડશે.

નક્ષત્રરાય, "હાં" કહીને રહી ગયો. પ્રથમ તો તેણે સારી વાત છે કહ્યું, પણ હવે તે વાત તેને ઠીક ન જણાઇ.

રઘુપતિએ જરા ક્રુરતાથી કહ્યું, "શું તારા મનમાં એકાએક ભ્રાતૃ સ્નેહનો ઉદય થઇ ગયો કે શું?"

નક્ષત્રરાયે ઉપર ચોટીયું હસીને કહ્યું, "અહાહા, ભ્રાતૃ સ્નેહ! આપે તો ખરી કરી, વાહરે ભ્રાતૃસ્નેહ, એવી ચમત્કારી અને હસવાની વાત આપે જણાવી. ભ્રાતૃસ્નેહ! એવી શું શરમની વાત આપે કહી." પણ અંતર્યામી ભગવાન જાણે છે કે, નક્ષત્રરાયના હૃદયમાં ભ્રાતૃસ્નેહ ઉત્પન્ન થયો છે. તેને તે હસવામાં ઢાંકી શકે તેમ નથી.

રઘુપતિ—"તે ( ભ્રાતૃસ્નેહ ) ના થવાથી આપ શું કરી શકશો તે કહો."

નક્ષત્રરાય—"મારે શું કરવું તે આપ જ કહો."

રઘુપતિ—"સારી રીતે આ વાતને સાંભળો, ગોવિંદ માણિક્યનું લોહી, દેવીના દર્શનાર્થે તમારે લાવવું પડશે."

નક્ષત્રરાય મંત્રોચ્ચારણની માફક બોલી ગયો કે, "ગોવિંદ માણિક્યનું લોહી દેવીના દર્શન માટે લાવવું પડશે."

રઘુપતિએ ઘણા જ અનાદરથી કહ્યું:—"નહીં તારાથી કાંઇ નહીં બની શકે."

નક્ષત્રરાય—"કેમ નહીં બને. જે આપ કહેશો તે કરીશ. આપ આજ્ઞા આપો છો ને ?"

રઘુપતિ—હા, હું આજ્ઞા કરૂં છું.

નક્ષત્રરાય—શી આજ્ઞા આપો છો ?

રઘુપતિએ ક્રુરતાથી કહ્યું, દેવીને રાજાનું રક્ત જોવાની ઇચ્છા છે. જેથી તમારે ગોવિન્દમાણિક્યનું લોહી બતાવીને દેવીની ઇચ્છા પૂરી કરવી પડશે, એવી દેવીની આજ્ઞા છે.

નક્ષત્રરાયે કહ્યું,–"હું આજ હમણાં જ જઇને ફતેહખાંને તે કામની સુપ્રત કરૂં છું."

રઘુપતિ—"નહીં, નહીં, એ વાત જરાપણ કોઇને કહેશો નહીં. હું તમારી મદદમાં જયસિંહને સોંપીશ. કાલે સવારે આવજો. તે વખતે હું કામ શી રીતે કરવું તેનો ઉપાય બતાવીશ."

નક્ષત્રરાય રઘુપતિના પંઝામાંથી નીકળીને ત્યાંથી તુરત જ બહાર ચાલ્યો ગયો.

## પ્રકરણ છઠું.

### જયસિંહને કરેલી આજ્ઞા.

જયારે નક્ષત્રરાય ચાલ્યો ગએ ત્યારે જયસિંહે કહ્યું "ગુરૂદેવ આવી ભયાનક વાત મેં કદી સાંભળી નથી. આપે જગદમ્બાની આગળ, જગદમ્બાનું જ નામ લઇને, ભાઇના હાથે ભ્રાતૃ વધ કરાવવાનો ઠરાવ કર્યો, અને મારે ત્યાં ઉભે ઉભે તે વાત સાંભળવી પડી. "

રઘુપતિ—ત્યારે એથી બીજો ઉપાય શો કરવો તે તું જ બતાવ ત્યારે ?

જયસિંહ—"ઉપાય ! કેવો ઉપાય ?"

રઘુપતિ—"વાહ ! તું પણ બીજો નક્ષત્રરાયજ જણાય છે, આટલી વાર સુધી તેં ત્યાં શું સાંભળ્યું ?"

જયસિંહ—" જે કાંઇ સાંભળ્યું તે સાંભળવા યોગ્ય નહોતું. તે સાંભળવામાં પણ પાપ છે. "

રઘુપતિ–" પાપ પુણ્યની વાત તું શું સમજું ! "

જયસિંહ–"આટલા દિવસ સુધી આપની પાસેશિક્ષણ લીધું છે, તો પછી શું હજુ પણ હું પાપ પુણ્યની વાત કાંઇ સમજી ન શકું ?"

રઘુપતિ, સાંભળ બચ્ચા, હવે હું તને એક બીજો ઉપદેશ આપું છું. પાપ કે પુણ્ય એવું કાંઇ છે જ નહીં. કોણ કોનો બાપ ? કોણ કોનો ભાઇ ? કોઇનું કોઇ નથી. હિંસા એ જો પાપ છે તો સર્વ હિંસા બરાબર જ છે. કોણ કહે છે કે હિંસા એ પાપ છે. કેટલીય કીડીયો

વિગેરે નાનાં જંતુઓને આપણે પગ તળે ડાબીને દરરોજ મસળી નાંખીએ છીએ તો શું આપણે તેમના કરતાં એટલા બધા મોટા છીએ કે તેમનો જીવ લઇ શકીએ. હિંસા તો રોજ થયાં જ કરે છે. કોઇ માથામાં પથ્થર વાગવાથી, કોઇ પાણીમાં ડુબવાથી, કોઇ કૉલેરાના મોંમાં સપડાવાથી, અને કોઇ મનુષ્ય તલ્વાર કે બંદુકના ઘાથી મરે છે. એ સર્વ તુચ્છ જીવ ધારિયોનું જીવન-મરણ કુતૂહલ સિવાય બીજું શું છે ? કાલ રૂપિણી મહામાયાની નિકટ એવા અસંખ્ય પ્રાણિયોનાં બલિદાન દરરોજ થયાં જ કરે છે. સંસારમાં ચારે તરફથી જીવગણોની રક્તધારા તેના વિશાલ ખપ્પરમાં આવીને પડયાં કરે છે. હું તે ધારામાં કદિ રક્તનાં એક કે બે ટીપાં ઉમેરૂં તો તેથી શું બગડી જાય ? ગમે તે એક વખતે તો તે પોતાનો ભોગ-બલિ લે છે જ. હું તો તેની આગળ એક નિમિત્ત માત્રજ છું.

આ સાંભળી જયસિંહ પ્રતિમાની તરફ જોઇને કહેવા લાગ્યો કે, "શું આને માટે સર્વ લોક તને મા કહીને માને છે, હાય, તું શું આવી કઠોર હૃદયા છું, તેં તો રાક્ષસોને પણ મ્હાત કરી દીધા, શું સર્વ જગતનું લોહી નિચોવી પેટ ભરવાને જ માટે તું પોતાની ચંચળ જીભને બહાર લટકાવી રાખે છે ? તેં તો સ્નેહ, પ્રેમ, મમતા, સૌંદર્ય અને ધર્મ સર્વની ઉપર પાણી ફેરવી વાળ્યું ! તને તો બસ એ જ બેહદ લોહીની તરસ જ લાગ્યાં કરે છે ! તારૂં જ પેટ ભરવાને માટે મનુષ્ય મનુષ્યના ગળા ઉપર છરી ફેરવે છે ! ભાઇ ભાઇનું ખૂન કરશે ! પિતા પુત્ર પરસ્પર મારફાડ કરશે ! નિષ્ઠુર, ખરેખર, તારી જો તેવીજ ઇચ્છા છે તો પછી વરસાદમાં પાણીને બદલે લોહી કેમ નથી વરસાવતી ? જીવન પ્રદાત્રી દયારૂપિણી નદી રક્તનો પ્રવાહ લઇને સમુ-

દ્રમાં જઇને કેમ પ્રવેશ કરતી નથી ! ત્યારે આ સંસારમાં એક માત્ર હિંસા, વિદ્વેષ, મહામારી, અને શીતળાનું સામ્રાજ્ય કેમ ના થયું ? નહીં, નહીં, મા ! તું પ્રત્યક્ષ થઇને જવાબ આપ, આ ઉપદેશ મિથ્યા છે ! આ શાસ્ત્ર અસત્ય છે ! મારી માને મા ન કહેતાં લોક બાળકોનું લોહી પીનારી રાક્ષસી કહે, એ વાત મારાથી નહિ સહેવાય ?" આટલું કહેતાં કહેતાં જયસિંહની બંને આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં. તે આ બાબતને મનમાં જ વિચાર કરવા લાગ્યો. આટલી બધી બાબતો તે પહેલાં તેના હૃદયમાં કદી પણ ઉપજી નહોતી. જો રઘુપતિ તેને આ નવીન શાસ્ત્રનો અપૂર્વ ઉપદેશ દેવાને ન આવત તો તે સર્વ બાબતો તેના હૃદયમાં કદી પણ ન ઉઠત.

રઘુપતિ કાંઇક હસીને બોલ્યો, "ત્યારે તો બલિદાન સંબંધી સર્વ બાબતોનો એક વારે જ ત્યાગ કરવો જોઇએ !"

જયસિંહ નાનપણથી જ બલિદાન જોતો આવ્યો છે. જેથી મંદિરમાં બલિદાન કયે વખતે બંધ થઇ શકે છે, અથવા બંધ કરવાની જરૂર છે કે કેમ, એ સર્વ બાબતો ઉપર તેના મનમાં કાંઇ પણ લાગતું નહીં. અને તે એટલે સુધી કે આવી બાબતોનો ખ્યાલ આવતાંની સાથે તેના હૃદયમાં આઘાત થતો. એથી જયસિંહે રઘુપતિને કહ્યું કે,–"એ વાત જુદી છે, તેમાં કાંઈ પાપ નહીં હોય તે અભિપ્રાય જુદો છે. પણ તે નિમિત્તે એક ભાઇ બીજા ભાઇનું ખૂન કરશે. તેજ હેતુથી મહારાજ ગોવિંદ માણિક્યનું......ગુરુદેવ, હું આપના પગે પડીને પ્રાર્થના કરૂં છું કે મને તે વાત ન કહેશો. શું ખરી દેવીએ સ્વપ્નમાં તમને એવું કહ્યું છે ? રાજાનું રક્ત ન મળવાથી શું તેને તૃપ્તિ નહીં થશે ?"

રઘુપતિ કેટલીક વાર મૌન ધારણ કરી અને પછી બોલ્યો, "સત્ય નહીં તો શું હું જુઠું બોલું છું. મારા ઉપર શું તારો વિશ્વાસ નથી ?"

જયસિંહ રઘુપતિના પગની ધૂળ માથે ચઢાવીને બોલ્યો, "માનો કે આપના ઉપરનો મારો વિશ્વાસ શિથિલ થયો નથી, પણ નક્ષત્રરાયનો જન્મ પણ રાજકુલમાં જ છે."

રઘુપતિએ કહ્યું,—"દેવતાઓનો તો સ્વપ્નમાં માત્ર ઇશારોજ થાય છે. સર્વ વાતો તે વખતે સાંભળવામાં આવતી નથી. ઘણી વાતો અનુભવ વડે જ સમજી શકાય છે. એ વાત તો પ્રત્યક્ષ જ જોવામાં આવે છે કે ગોવિંદ માણિક્યના ઉપર દેવી નારાજ થઇ છે. નારાજ થવાનું કારણ પણ બન્યું છે. અને જ્યારે દેવીએ રાજરક્તની ઇચ્છા પ્રકટ કરી છે ત્યારે એમ સમજી જ શકાય છે કે ગોવિંદ માણિક્યનું જ રક્ત તે ઇચ્છે છે."

જયસિંહ—"જો તે વાત સત્ય જ હશે તો રાજરક્ત હું જ લાવીશ. નક્ષત્રરાયને પાપમાં નહીં પડવા દઉં."

રઘુપતિ—દેવીની આજ્ઞા પાળવી તેમાં કાંઇ પાપ નથી.

જયસિંહ—પાપ નથી તો પુણ્ય તો છેજ. તે પુણ્ય હુંજ લઇશ.

રઘુપતિ—"તો સાચી વાત કહે, જો બેટા, મેં તને નાનપણથીજ મારા પ્રાણ કરતાં પણ વધુ વ્હાલો ગણીને પાળીપોષી મોટો કર્યો છે. હું તારાથી જુદો પડવા ઇચ્છતો નથી. નક્ષત્રરાય ગોવિંદ માણિક્યને મારીને કદી રાજા થાય તો તેને કોઈ કશું કરી શકે તેમ નથી. પણ તું રાજાના ઉપર હાથ ઉગામશે તો હું તને આ જન્મારામાં તો ફરી દેખી શકીશ નહિ."

જયસિંહ—મારા ઉપર આટલો બધો સ્નેહ ! હું તો એક તુચ્છ મનુષ્ય છું. મારા સ્નેહનો વિચાર કરીને તમને કોઇ એક ચુંટી પણ ખણી શકે તેમ નથી. એવી દશામાં મારા ઉપર સ્નેહ રાખીને જો તમે પાપમાં પડશો તો તો હું તમારા સ્નેહને વધુ વખત ભોગવી શકીશ નહિ. એ સ્નેહનું પરિણામ કદી પણ સારૂં આવી શકશે નહિ.

રઘુપતિ ઝટ બોલી ઉઠયા, “ ઠીક, તે વાત ફરી બીજી વખત કરીશું. હાલ તો કાલે નક્ષત્રરાયના આવતા પહેલાં કોઇ પણ એક વાતનો નિશ્ચય કરી રાખવો જોઇએ. ”

જયસિંહે મનમાં જ પ્રતિજ્ઞા કરી રાખી કે, રાજરક્ત હું જ લાવીશ. દેવીને સંતોષ આપવા કે ગુરૂદેવની પ્રસન્નતા માટે, એક ભાઇના હાથે બીજા ભાઇનો વધ તો હું કદાપિ પણ થવા દઇશ નહિ.

---

# પ્રકરણ સાતમું.

## જયસિંહની દેવીને પ્રાર્થના.

જયસિંહને આખી રાત ઉંઘ ન આવી. ગુરૂ ( રઘુપતિ ) ની સાથે જે વાતને માટે તર્ક વિતર્ક ચાલ્યો હતો તેના અનેક વિચાર જયસિંહના મનમાં આવવા લાગ્યા. કોઇ પણ કામને શરૂ કરવાને માટે આપણને સમય મળે છે ખરો, પણ તે કામને પૂરૂં કરવું તે આપણા હાથમાં નથી. ચિંતાને માટે પણ તેમજ છે. જયસિંહના મનમાં ઘણા વેગથી આ પ્રકારે અનેક વિચારો ઉઠવા લાગ્યા. તે વિચારો તેના ચિરકાલથી જામેલા વિશ્વાસના મૂળમાં કુહાડાના ઘા મારવા લાગ્યા.

જયસિંહ ઘણોજ દુઃખી અને ખિન્ન થવા લાગ્યો. પરંતુ તેનું દુઃખ કોઇ પણ પ્રકારે દુર કરી શક્યો નહિ. જે કાલી માતાને જયસિંહ આટલા દિવસથી મા કરીને માનતો હતો, તે માતૃત્વ ભાવને ગુરૂદેવે કેમ દૂર કરી દીધો ? તેનું નિર્દયા કહીને કેમ વર્ણન કર્યું ? શક્તિની પ્રસન્નતા શી, અને અપ્રસન્નતા શી ! પ્રકૃતિને કાન નથી કે આંખ પણ નથી. પ્રકૃતિ ( શક્તિ ) તો એક મહા ભારે રથ જેવી છે. જે પોતાના વેગમાં સંસારને ઘસડીને ઘર્ઘર શબ્દ કરતી બરોબર ચાલ્યાં કરે છે. તેના આશરે કોણ ચાલે છે, તેની નીચે દબાઇને કોણ દટાઇ જાય છે, તેના ઉપર આરૂઢ થઇને કાંણ ઉત્સવ માન્યા કરે છે, અને તેની નીચે પડીને કાંણ બૂમો માર્યા કરે છે. તેની તેને શી ખબર ? શું તે પ્રકૃતિ—રથને હાંકનાર કોઇ નહિ હોય ? સંસારના નિરપરાધી, અનાથ, અને ભયભીત પ્રાણિયોનાં રક્તપાન કરીને કાળરૂપિણી નિષ્ઠુર શક્તિદેવીની તૃષ્ણાનું નિવારણ કરવું એ શું મારૂં કામ છે ? કેમ ? તે તો તેની મેળે જ પોતાનું કામ કર્યા કરે છે. તેની પાસે દુર્ભિક્ષ છે, ભૂકમ્પ છે, રેલ છે, જરાવસ્થા છે, મહામારી છે, અગ્નિદાહ છે અને નિર્દય લોકોના હૃદયમાં હિંસાત્મિકા બુદ્ધિ છે. છતાં મ્હારા જેવા ક્ષુદ્ર જીવની તેને શી જરૂર પડી હશે ?

તેના બીજા દિવસનો પ્રાતઃકાળ ઘણો જ રળીયામણો લાગ્યો. વરસાદ રહી ગયો છે. પૂર્વ દિશામાં વરસાદ નથી. સૂર્યની સ્વચ્છ આનંદ પ્રભા, આકાશમાં, સ્વચ્છ મેદાનમાં, વનમાં અને નદીના પ્રવાહમાં, પ્રફુલ્લ શ્વેત સહસ્ર દલ કમળની માફક પ્રસ્ફુટિત થઇ રહી છે. આસ્માની આકાશમાં પક્ષીઓ આમ તેમ ઘુમી રહ્યાં છે. ઈન્દ્ર ધનુષ્યની નીચે કતારબંધ બગલાં ઉડયાં કરે છે. ખિસકોલીઓ એક ઝાડ ઉપરથી

બીજા ઝાડ ઉપર કુદમકુદા કરી રહી છે. એએક ધુવડો એક ઝાડીની અંદરથી નીકળીને છુપાવવાને માટે તક શોધ્યાં કરે છે. બકરીનાં નાનાં નાનાં બચ્ચાં એક દુર્ગમ પહાડપર ચઢીને ઘાસનાં કોમળ તરણાં વીણી વીણીને ખાઇ રહ્યાં છે. ગાય, બળદ વિગેરે પશુઓ આનંદમાં મગ્ન થઇને મેદાનમાં ચર્યા કરે છે. ગોવાળીઆઓ સર્વ ગાઇ રહ્યા છે. બગલમાં ઘડો લઇને જતી માનો પાલવ પકડીને બાળકો પણ આજે બહાર નીકળ્યાં છે. વૃદ્ધ મનુષ્યો પૂજાને માટે પુષ્પ વીણી રહ્યા છે. નદીમાં સ્નાન કરવાને માટે આજે ઘણાં માણસો આવીને એકઠાં થઇ પરસ્પર વાતો કર્યા કરે છે. આ તરફ નદીમાં પણ ખળખળ અવાજ આવી રહ્યો છે. અશાડ મહીનામાં એક દિવસ અનન્ત જીવોને ધારણ કરનારી આ આનંદમયી પૃથ્વી તરફ નિહાળતા જયસિંહે એક લાંબો શ્વાસ લઇ મંદીરમાં પ્રવેશ કર્યો.

જયસિંહ મૂર્તિના તરફ જોઇ હાથ જોડી બોલ્યો; "કેમ મા, આજ આ પ્રકારે નારાજ કેમ ? કદિ એક દિવસ પોતાના જીવોનું રક્ત તારી આગળ ન આવ્યું તો તેથી આમ કેમ રીસ ચઢાવી છે ? મારા હૃદયમાં પ્રવેશ કરીને સારી રીતે જો કે ભક્તિની કાંઇ ખામી જણાય છે ? ભકતોનું હૃદય ગ્રહણ કરીને શું તને સંતોષ નથી થતો કે નિરપરાધિ જીવોનું રક્ત ઇચ્છે છે ? ઠીક, મા સાચું કહો, ધર્મના અવતાર ગોવિંદ માણિક્યને સંસારમાંથી દૂર કરીને આ દેશમાં રાક્ષસનું રાજત્વ સ્થાપન કરવાનો શું તારો ઇરાદો છે ? તારે રાજરક્ત જરૂર જોઇએ છીએ જ ? તારા પોતાના જ શ્રીમુખનો ઉત્તર મળ્યા વગર હું રાજહત્યા કદી પણ થવા દઇશ નહીં. હું તે કામમાં વિઘ્ન નાંખીશ. હા કે ના, એક વાત કહો."

એકાએક આ જનશૂન્ય મંદિરમાં શબ્દ થયો, "હા" જયસિંહે આશ્ચર્ય પામી પાછળ ફરીને જોયું તો કોઇ જણાયું નહિ. પણ મનમાં એવું લાગ્યું કે જાણે કોઇનો પડછાયો કંપતો કંપતો નિકળી ગયો. તે સાંભળીને પ્રથમ તો સમજ્યો કે તે સાદ ગુરૂના જેવો છે. ફરી પાછો તે સમજ્યો કે દેવીએ વખતે તેના ગુરૂના જેવાજ સાદથી આજ્ઞા આપી હશે, સંભવ છે, વખતે ખરૂં પણ હોય, પરંતુ આ વાક્ય સાંભળતાં જ તેનાં રોમાંચ ખડાં થઇ ગયાં. પછી જયસિંહે માથું નમાવીને મૂર્તિને પ્રણામ કર્યા, અને શસ્ત્ર લઇ મંદિરમાંથી બહાર નીકળ્યો.

## પ્રકરણ આઠમું.

### મહારાજા ગોવિંદ માણિક્યનો ધ્રુવે કરેલો બચાવ.

ગોમતી નદીના દક્ષિણ ભાગમાં એક જગ્યાએ મોટો ઉંચો ટેકરો છે. વર્ષાદની ધારા અને નાના નાના ઝરાઓએ તે ઉંચા ટેકરાના અનેક ખાડા પાડીને વિભક્ત કરી નાંખ્યા છે. ત્યાંથી કેટલેક દુર અર્ધ ચન્દ્રના આકારનાં મોટાં મોટાં વૃક્ષોએ તે ભૂમિના ભાગને ઘેરી રાખ્યું છે. પણ તે ટેકરાની વચમાં મોટું ઝાડ એક પણ નથી. કોઈ કોઈ જગ્યાએ તે ટેકરા ઉપર સાગનાં નાનાં નાનાં વૃક્ષ છે કે જે વધવા પામતાં નથી પણ કાળાં પડી જઈને ઝુકવા મંડયાં છે. પત્થરના ટુકડા આમતેમ વિખરાઇને પડેલા છે. એક બે હાથ પહોળા સાંકડા ઝરાઓ વાંકાચુકા રસ્તામાં ઘુમીને એકમેકમાં મળી જઈ અંતે નદીમાં જઇને મળે છે. ત્યાં કોઇ પણ માણુસ રહેતું

નથી. ત્યાં એવું કાઇ વૃક્ષ નથી કે જે દૃષ્ટિને બાળી શકે. ત્યાંથી ગો-મતી નદી અને તેના બીજા કિનારા ઉપરનાં ચિત્ર વિચિત્ર સુંદર વાવેતરવાળાં ખેતરો વિગેરે ઘણે દૂર સુધી જોઇ શકાય છે. ગોવિન્દ માણિક્ય દરરોજ સવારે અહીં ફરવાને માટે આવતા હતા. સાથે એક નોકર સરખો પણ લાવતા નહોતા,. તે કોઇ કોઇ વાર માછીઓને ગોમતીમાં માછલાં પકડતા દૂરથી જોતા હતા. તે લોકોની પ્રસન્ન મૂર્તિને રાજા યોગીની માફક સ્થિર ભાવથી આંખો બંધ કરી, બેસીને વિચારતા હતા કે, આ સર્વના મોં ઉપર પ્રભાતકાલિક તેજ છે કે, તેમના આત્માની જ્યોતિ ચમકી રહી છે, તે કાંઇ તેમના સમજવામાં આવતું નહિ. આજકાલ વરસાદને લીધે તે દરરોજ અહીં આવી શકતા નહોતા. પણ જે દિવસે આકાશ ખુલ્લું હોય તે દિવસે આવતા હતા; પરંતુ જ્યારે આવતા હતા ત્યારે નાના બાળક પોપટને પણ તે સાથે અહીં લાવતા હતા.

પોપટને હવે પોપટ કહીને બોલાવવાનો રાજાનો જીવ ચાલતો નહો-તો, કારણ કે એક માત્ર જેના મુખમાંથી પોપટ સંબોધન પ્રિય જણાતું હતું તે હવે આ સંસારમાં નથી. આનંદી જ્યારે સવારમાં સાગના જંગલમાં ઝાડને ઓથે છુપાઇને પોતાના મધુર સ્વરને કાંઇક તેજ કરીને પોપટ કહીને બોલાવતી હતી, ત્યારે તેના જવાબમાં વૃક્ષો ઉપરનાં પોપટ વીગેરે પક્ષીઓ બોલતાં અને દુરના જંગલમાંથી પ્રતિધ્વનિ આવતો હતો કે ‘ પોપટ. ’ ત્યારે તે પોપટ શબ્દ આખા જગલમાં વ્યાપ્ત થઇ જતો હતો. ત્યારે તે પોપટ એક બાલિકાના નાના સરખા હૃદયના અત્યંત કોમલ સ્નેહરૂપી ગુહાનો પરિત્યાગ કરીને પક્ષીની માફક સ્વર્ગની તરફ ઉડી જતો હતો. ત્યારે તે એક સ્નેહ—સંયુક્ત,

મધુર સંબોધન, સમસ્ત પક્ષિયોના પ્રાતઃકાલીન કલરવને લુંટી લેતા હતા. અને પ્રભાત કાલિક પ્રકૃતિની આલ્હાદમયી શોભાની સાથે એક નાની સરખી બાલિકાના આનંદમય સ્નેહની એકતા કરી દેખાડતી હતી. હવે તે બાલિકા નથી. હવે માત્ર એક બાલકજ છે; પણ પોપટ નથી. સંસારના હજારો લોકોને માટે સર્વ પ્રકારે હવે તે બાળક જ છે. પોપટ તો તે માત્ર એક બાલિકાને માટેજ હતો.

મહારાજ ગોવિંદ માણિક્ય આ બાળકને ધ્રુવ કહીને બોલાવતા હતા. હવે આપણે પણ તેને પોપટ ન કહેતાં ધ્રુવ કહીને બોલાવીશું.

મહારાજ પહેલાં એકલાજ ગોમતીના કિનારે આવતા હતા. હવે ધ્રુવને પોતાની સાથે લાવતા હતા. તેના પવિત્ર અને સ્વચ્છ મુખની શોભામાં તેમને દેવલોકનું પ્રતિબિંબ દેખાઈ આવતું હતું. મધ્યાન્હ વખતે જ્યારે રાજા રાજકાજમાં લક્ષ આપતા હતા, ત્યારે મોટા મોટા બુદ્ધિમાન વૃદ્ધમંત્રીઓ તેને ઘેર જઇને હાજર થઈ જતા હતા અને તેમને પોતાની સલાહ આપતા હતા.

સવારનો નિત્યક્રમ એ હતો કે એક નાનો સરખો બાળક તેને સંસાર ચક્રમાંથી બહાર લઇ આવતો હતો. તેનાં બંને મોટાં મોટાં પ્રશાન્ત નયનોની આગળ રાગાદિ વિષયોનાં સર્વ કૌટિલ્ય સંકુચિત થઇ જતાં હતાં, બાળકનો હાથ પકડીને જાણે મ્હારાજ સંસારના મધ્યવર્તી દૂર સુધી ફેલાયલા એક સીધા બૃહત રાજમાર્ગ પર જાઈ ઉભા રહે છે. ત્યાંથી જાણે કે તેના અંતર્હિત સુંદર નીલાકાશ રૂપી શામિયાનાની નીચે વિપુલ બ્રહ્માંડની એક વિસ્તૃત સભા દેખાઇ આવે છે. અને તે સીધી સડક જાણે સર્વ પદાર્થ સ્વચ્છ અને સ્વાભાવિક રીતે સુંદર જણાય છે. આગળ વધવાનો માત્ર એક ઉત્સાહ થાય છે.

તીવ્ર ચિન્તા, વિચાર, રોગ, શોક સર્વ દૂર થઈ જાય છે. મહારાજ તે પ્રભાતમાં આ શાંત જંગલમાં નદીના કિનારે આ નિર્મળ આકાશમાં એક બાળકના પ્રેમમાં ડૂબીને જાણે અપાર પ્રેમ સમુદ્રના માર્ગને જોઇ રહ્યા છે.

ગોવિંદ માણિક્ય ધ્રુવને ખોળામાં બેસાડીને તેને ધ્રુવોપાખ્યાન સંભળાવે છે. તે તેને કાંઈક વધુ સમજી શકે છે, એમ નહીં, પણ રાજાની મતલબ એવી છે કે, ધ્રુવના મોંઢે અર્ધ સ્ફુટિત સ્વરે તે ધ્રુવોપાખ્યાનને ફરીવાર સાંભળી શકે.

કથા સાંભળતાં સાંભળતાં ધ્રુવે કહ્યું, " હું વનમાં જઈશ. "

રાજા—વનમાં શું કરવા જશો ?

ધ્રુવઃ—" હલિ ( હરિ ) ને જોવા માટે જઈશ. "

રાજા—આપણે તો હરિને જોવાને માટે જ આ જંગલમાં આવ્યા છીએ.

ધ્રુવ—હલિ ક્યાં છે ?

રાજા—આ જગ્યાએ પણ છે.

ધ્રુવે કહ્યું—બ્હેન ક્યાં છે ? એટલું કહીને તે ઉભો થયો અને પાછળની તરફ ફરીને જોવા લાગ્યો. તેના મનમાં એમ થયું કે, જાણે તેની બ્હેન પહેલાંની માફક એકાએક પાછળથી આવીને તેની આંખો મીંચવાને માટે ઉભી રહી હશે. કોઈ આવતું ન જણાવાથી તેણે ગર્દન નમાવીને આંખો ઉઘાડી; ને ફરી રાજાને પૂછ્યું કે, "બ્હેન ક્યાં છે ?"

રાજા—બેનને હરિ બોલાવી ગયા છે.

ધ્રુવ—હલિ ક્યાં છે ?

રાજાએ કહ્યું, " ધ્રુવ, તેને બોલાવો, મેં જે ગીત તને શીખવાડયું હતું તે ગાવ. "

ધ્રુવ ગાવા લાગ્યો,—

हलि तुमको ढू लौं वन मांहीं ।

मैं बालक अज्ञ हाय अकेला कोउ छंग में नाहीं ॥

અર્ધ સ્વરે ધ્રુવે કાલુ કાલુ ગાવા માંડયું. જે સાંભળી રાજાનું મન આનંદમાં મગ્ન થઇ ગયું. તે દિવસે બીજા દિવસ કરતાં વધુ આનંદ થયો. ચારે તરફ નદી, વન, વૃક્ષ અને લતાઓ હસવા લાગી. તેને (ગોવિન્દ માણિક્યને) સૂર્યની સોનેરી કિરણરૂપી અમૃતથી સીંચેલા સ્વચ્છ આકાશમાં કોઇના અનુપમ સુંદર સુહાસ્ય મુખની શોભા જણાવા લાગી.. ધ્રુવ જે પ્રકારે આનંદમાં મગ્ન થઇ બેઠો છે, તેવા જ તેને કોઇએ પોતાના ખોળામાં લઇ લીધો. તેણે પોતાને પોતાની ચારે તરફના રહેનારાઓને અને સાંસારિક સર્વ ચેતન જડ પદાર્થોને કોઇના ખોળામાં બેઠેલા દીઠા. તેના પ્રેમ અને આનંદે સૂર્યનાં કિરણોની માફક દશે દિશાઓ ભરી દીધી. ચારે તરફ પ્રેમ અને આનંદ જણાવા લાગ્યો. એ વખતે હથિયાર ધારણ કરીને જયસિંહ ગુફાના રસ્તેથી એકાએક રાજાની આગળ આવીને ઉભો રહ્યો. રાજાએ તેને જોઇ હાથનો ઇસારો કરી કહ્યું, "આવ, જયસિંહ, આવ." રાજા આ વખતે બાળકની સાથે હળીમળી જવાથી બાળક જેવા જ થઇ ગયા હતા. તેની રાજ મર્યાદાનું તેને ભાન નહોતું. જયસિંહે દડવત્ પ્રણામ કર્યા, રાજાએ સામે નમન કરીને કહ્યું, "જયસિંહ, તને પણ મારા પ્રણામ છે. તારો જન્મ પણ રાજકુલમાં છે. તું ક્ષત્રિય છે.

જયસિંહ—"મહારાજ મારી એક પ્રાર્થના છે."

રાજા—" શું છે કહે."

જયસિંહ—" દેવી આપના ઉપર નારાજ થઇ છે."

રાજા—કેમ, મેં તેની અવકૃપા થાય તેવું શું કામ કર્યું છે?

જય૦—મહારાજ, આપે બલિદાન બંધ કરીને દેવીની પૂજામાં વિઘ્ન નાંખ્યું છે.

રાજા બોલી ઉઠ્યો,—કેમ જયસિંહ, તને હિંસાની એટલી બધી તૃષ્ણા કેમ થઈ! આજ આવા સુંદર શોભિત પ્રાતઃકાલમાં હિંસાનું આવું ઉત્કટ તોફાન કેમ? વિચાર કરીને જો, જગન્માતા દેવીના ખોળામાં જગતના સર્વ જીવજંતુ કેવા આરામની સાથે આનંદથી ટહેલનાં ફર્યા કરે છે. તેના ખોળામાં ભય, શોક, અને હાહાકાર મચાવીને અને તે માતાના ખોળામાં તેના જ સંતાનોનું લોહી વહેવરાવીને તું માતાને પ્રસન્ન કરવા ઇચ્છે છે? સંસારની શાંતિ ભંગ કરવાને માટે આટલી બધી અભિલાષા? હિંસારૂપી વિષ કંટક વૃક્ષના મૂળમાં જીવોનું લોહી રેડીને યત્નપૂર્વક તેને કેમ વધારી રહ્યો છું! હાય! હાય! દયારૂપી કલ્પવૃક્ષ ક્યાં ગયું? પ્રેમરૂપી પારિજાતક ક્યાં ગયું?

જયસિંહ ધીમે ધીમે રાજાના પગ આગળ આવીને બેઠો.

ધ્રુવ તેની તલવાર લઇને જોવા લાગ્યો.

જયસિંહે કહ્યું—કેમ મહારાજ, શાસ્ત્રમાં તો બલિદાન આપવાનું કહ્યું છે.

રાજાએ કહ્યું—યથાર્થ રીતે શાસ્ત્રની આજ્ઞાનું પાલન કોણ કરે છે; સર્વ લોક પોતપોતાની રૂચિ અનુસાર શાસ્ત્રનું પ્રતિપાદન કરે છે. જે વખતે દેવી આગળ અનાથ ગરીબ પ્રાણિયોનું બલિદાન થાય છે, તે વખતે તે બલિના રક્તમય કિચડથી આખા શરીરને તળબોળ કરી સર્વ લોક ઘણા જ જોસમાં આવી બૂમો પાડીને ભયાનક ઉલ્લાસની સાથે તાંડવ લીલાનો પ્રારંભ કરે છે, તે વખતે તે શું દેવીની પૂજા કરે છે? નહીં, પોતાના હૃદયમાં જે હિંસા રૂપિણી રાક્ષસી છે તે રા-

ક્ષસીની પૂજા કરે છે, તે રાક્ષસીને લોહી પીવરાવીને તેને પુષ્ટ કરે છે. હિંસા રાક્ષસીની આગળ પ્રાણિયોનાં બલિદાન આપવાં એવી શાસ્ત્રની આજ્ઞા નથી પણ હિંસાનું જ બલિદાન આપવું એવી શાસ્ત્રની આજ્ઞા છે. **अहिंसा परमो धर्मः** ”

જયસિંહ થોડીવાર સુધી ચુપ રહ્યો. કાલ રાત્રે પણ તેના મનમાં આ પ્રકારની અનેક વાતોની ગડભાંજ થયાં કરતી હતી. આખરે તે બોલ્યો. “ મેં સાક્ષાત્ દેવીના મોંઢે જ એ વાત સાંભળી છે, જેથી આ વિષયમાં હવે મને બીજો કાંઇ સંદેહ ઉત્પન્ન થતો નથી. તેણે જાતે કહ્યું છે કે હું મહારાજનું રક્ત ઇચ્છું છું. એમ કહીને જયસિંહે સવારમાં જે બનાવ મંદિરમાં બન્યો હતો. તે વાત કહી સંભળાવી. રાજા હસીને બોલ્યા, “એ દેવીનું વાક્ય નથી. એ રઘુપતિનું જ વાક્ય છે એમ જાણજે. રઘુપતિએજ અંદર છુપાઇને તારી વાતનો ઉત્તર આપ્યો છે.”

રાજાની આ વાતને સાંભળીને જયસિંહ એકદમ ચોંકી ઉઠ્યો. તેના મનમાં પણ આ પ્રકારનો સંદેહ એકવાર ઉઠ્યો હતો, પણ વિજળીની માફક તરત જ શમી ગયો હતો. રાજાની વાત સાંભળીને સંદેહનો ધક્કો પાછો કાળજામાં લાગ્યો. જયસિંહ ઘણો જ અધીર થઇને બોલ્યો, “નહીં મહારાજ, મારા સંદેહને ન વધારો. કિનારેથી ઢેકેલી મને સમુદ્રની વચ્ચે ન ફેંકો. આપની વાતથી તો મને ચારે તરફ અંધકાર જ જણાય છે. મારો જે વિશ્વાસ હતો, મારી જે ભક્તિ હતી, તેજ રહો. તેમાં ફેરફાર થાય તેવી ભાંજગડમાં પડવા હું માગતો નથી. દેવીની આજ્ઞા હોય, ગમે તો ગુરૂની આજ્ઞા હોય, તે એક જ વાત છે. હું તેને જરૂર પાલન કરીશ.” એમ કહીને જયસિંહ વેગથી ઉઠી ઉભો થયો અને તેમણે પોતાની તલવાર ખેંચી. જે જોઇને

ધ્રુવે એકદમ બૂમરાણ કરી મેલ્યું અને રાજાના શરીરે લપટાઇ પોતાના અને નાના હાથવડે પ્રાણ અર્પણ કરીને બની શકે તે પ્રમાણે તેમને છુપાવવાનો યત્ન કર્યો. રાજાએ જયસિંહના તરફ કાંઇ પણ ધ્યાન ન આપતાં ધ્રુવને પોતાની છાતી સરસો ચાંપી રાખ્યો.

જયસિંહે તલવારને ઝટ દૂર ફેંકી દીધી. અને ધ્રુવની પીઠ ઉપર હાથ ફેરવીને કહ્યું, "ડરીશ નહિ, કાંઇ ડર નથી, ભાઇ, બ્હી નહીં. જો હું આ ચાલ્યો. તું મહારાજાની ઉદાર છાયામાં રહે, તેમના વિશાલ હૃદયમાં વિરાજ. તને કોઇ જુદો પાડી શકશે નહી." એમ કહી અને રાજાને પ્રણામ કરી જયસિંહ ચાલવાને માટે તૈયાર થયો. થોડે જઇ કાંઇક વિચાર કરી પાછો આવી અને બોલ્યો, મહારાજને સાવધાન કરૂં છું કે, આપના ભાઇ નક્ષત્રરાયે જ આપનો આ સંસારમાંથી નાશ કરવાનો ઠરાવ કર્યો છે. અશાઢ સુદ ચૌદશની રાત્રે દેવપૂજા થશે. તે દિવસે આપ સાવધાન રહેજો.

રાજાએ હસીને કહ્યું, "નક્ષત્ર, કોઇ પણ રીતે મારી હત્યા નહીં કરી શકે, તે મારા ઉપર પ્રેમ રાખે છે." જયસિંહ ચાલ્યો ગયો.

રાજા ધ્રુવની તરફ જોઇને અત્યંત શ્રદ્ધાથી બોલ્યા, આજ તેંજ રક્તપાતથી ધરતીને બચાવી છે એજ કારણથી તારી બેન તને મારી પાસે મૂકી ગઇ છે." એમ કહી રાજાએ ધ્રુવના ગાલ ઉપર જે આંસુની ધારા ચાલી રહી હતી તે લોહી નાંખી ધ્રુવે પાછું ભોળપણથી કહ્યું, બ્હેન કયાં છે?

આ વખતે વાદળાંઓથી આકાશ ઘેરાઇ ગયું હતું અને સૂર્યને ઢાંકી દીધો હતો. નદીની ઉપર કાલી ઘટાની છાયા પડવા લાગી. વનના દૂરનો પ્રદેશ મેઘની માફક સ્યામળ જણાવા લાગ્યો. વરસાદ વરસવાનાં ચિન્હ જણાતાં રાજા રાજભવન તરફ ચાલ્યા ગયા.

# પ્રકરણ ૯ મું.

## જયસિંહની પ્રતિજ્ઞા.

મંદિર બહુ દૂર નથી. પણ જયસિંહ નદીના નિર્જન ઘાટ ઉપર ફરતો ફરતો ધીમે ધીમે મંદિર તરફ ચાલ્યો. તેના મનમાં ઘણી જ ચિંતા થવા લાગી. તે નદીના કિનારે એક વૃક્ષની નીચે એક સ્થળે બેઠો અને બંને હાથે પોતાનું મોં ઢાંકીને વિચાર કરવા લાગ્યો. "એક કામ તો મેં કરી દીધું, તોપણ ચિત્તમાંથી સંદેહ જતો નથી. આજથી મારા સંદેહને કોણ ટાળી શકશે? શું સારૂં છે, અને શું ખોટું છે, તે આ-જથી મને કોણ સમજાવશે. સંસારના સેંકડો અને કરોડો રસ્તાની વચ્ચે ઉભો રહીને કોઇને પૂછું કે કયો રસ્તો સારો છે, આ અદ્ભુત મેદાનમાં અંધવત ઉભો છું. આજ મારી મદદ કરનાર લાકડી ભાગી ગઇ.

જયસિંહે જ્યારે ત્યાંથી ઉઠીને ચાલવા માંડયું ત્યારે સ્હેજસાજ વરસાદ પડવો શરૂ થઇ ગયો હતો. વર્ષાદમાં પલળતો પલળતો તે મંદિરની તરફ ચાલી નીકળ્યો. તેણે રસ્તામાં જોયું તો ઘણા લોકનાં ટોળે ટોળાં શોરબકોર કરતાં મંદિર તરફથી ચાલ્યાં આવતાં હતાં. તેમાંનો એક વૃદ્ધ બોલ્યો કે, બાપદાદાના વખતથી તો એ ચાલ્યું આવે છે, કોણ જાણે કેમ રાજાની અક્કલ આજ એવી થઇ ગઇ છે કે તે ચાલુ રીવાજને કાઢી નાંખવા મથે છે. એક જવાન મનુષ્ય બોલ્યો, "હવે મંદિરમાં જવાની ઇચ્છા જ થતી નથી, પૂજાનો તે ઠાઠ માઠ જ ક્યાં છે."

બીજો એક જણ બોલ્યો—" જાણે કે આ નવાબની અમલદારી

થઇ ગઇ છે. કારણ કે બલિદાનથી મુસલમાનોને તો ઠીક ન લાગે પણ હિંદુઓના મનમાં તેમ થાય તે તો આશ્ચર્ય છે."

સ્ત્રીઓ બોલી:—"આ રાજ્યનું હવે કલ્યાણ નહીં થાય."

એક જણે કહ્યું—"પૂજારીજી જાતે કહેતા હતા કે, દેવીએ સ્વપ્નમાં તેમને કહ્યું છે કે, ત્રણ મહીનાની અંદર આ દેશ મહામારી કે કૉલેરાથી ઉજડ થઇ જશે."

લલિતાએ કહ્યું—"તે વાત ક્યાં ખોટી છે. માધો દોઢ વરસથી માંદો થયો હતો. છતાં પણ બચી ગયો હતો તે બલિદાન બંધ થતાં જ મરી ગયો.

શાંતા બોલી ઉઠી—એમ કેમ, મારા જોડના છોકરાને કોણ કહેતું હતું કે તે મરી જશે. શું તે મરી જાય તેવો હતો, જેવી વૈદ્યની ગોળી ખાધી કે તરત જ તેની આંખો ફરી ગઇ. બાળકના શોકથી અને દેશનું અશુભ થવાના ભયથી શાંતા અધીર થઇ પડી."

ત્રીજીએ કહ્યું, "તે દિવસે મધુર હાટીના બજારમાં આગ લાગી, તેમાં એક ઘરનું છાપરૂં ન બચ્યું. ચિંતામણિ નામના ખેડૂતે બીજા ખેડુતને કહ્યું, બહુ કહેવાથી શો લાભ, જોતો કેમ નથી, આ સાલ જેવું સસ્તું અનાજ થયું છે, તેવું બીજા કોઇ વર્ષમાં થયું નહોતું. આ સાલ ખેડુતના નસીબમાં શું ધૂળ રહેવાની છે?"

બલિદાન બંધ થયા પછી અને તેના પહેલાં પણ જેને જે કાંઇ નુકશાન થયું હતું, તે સર્વનું માત્ર બલિદાન બંધ થયું એ એક જ કારણ લોકોને જણાતું હતું. આ દેશને છોડી બીજા દેશમાં જવું એ જ ઉત્તમ છે એવો ઘણાનો વિચાર થયો, પણ આ વિચારથી કાંઇ થયું નહિ. કોઇ દેશ છોડીને બીજે ગયું નહિ. જે જ્યાં હતું તે ત્યાંજ રહ્યું.

જયસિંહનું ચિત્ત ઠેકાણે નહોતું જેથી આ લોકોની વાતો ઉપર કાંઇ વધુ ધ્યાન ન આપતાં તે સીધો મંદિરમાં જઇને ઉભો રહ્યો. જોયું તો રઘુપતિ પૂજા સમાપ્ત કરીને મંદિરની બહાર બેઠા છે. જયસિંહે, લાંબા પગલે રઘુપતિની પાસે જઇને અધીરતાથી પૂછ્યું, "ગુરુદેવ, દેવીની આજ્ઞા મેળવવાની ઇચ્છાથી આજ સવારે જ્યારે મેં દેવીની આગળ પ્રાર્થનાપૂર્વક પ્રશ્ન કર્યો હતો, ત્યારે તેનો ઉત્તર તમે કેમ આપ્યો હતો ?"

રઘુપતિ કાંઇક આમ તેમ ફાંફાં મારી બોલ્યો, "દેવી તો મારા દ્વારા જ પોતાની હકીકતનો પ્રચાર કરે છે. તે પોતાને મોંઢે તો કાંઇ બોલતી જ નથી."

જયસિંહે કહ્યું—"આપ સામે આવીને કેમ ન બોલ્યા, અને અંદર છુપાઇને મને કેમ ઠગ્યો ?"

રઘુપતિ ગુસ્સે થઇને બોલ્યો—"ચુપ રહે, હું કયા વખતે કયો વિચાર કરીને શું કામ કરૂં છું તે તું શું સમજે ? વાચાળની માફક જે મોંમાં આવે છે તે શું બક્યાં કરે છે. હું જે આજ્ઞા કરૂં તેનું તારે પાલન કરવું જોઇએ, બીજું કાંઇ ન પૂછવું."

જયસિંહ ચુપ થઇ ગયો. તેનો સંદેહ વધ્યો. થોડીવાર પછી પાછો બોલ્યો, આજ સવારે મેં દેવીને કહ્યું કે જો તું તારા મોંઢેથી કાંઇ આજ્ઞા નહિ કરૂં તો હું કદી પણ રાજહત્યા થવા દઇશ નહિ. પણ તે કામમાં વિઘ્ન નાંખીશ. જ્યારે મેં નક્કી જાણ્યું કે દેવીની કાંઇ આજ્ઞા નથી, ત્યારે મેં મહારાજની આગળ નક્ષત્રરાયની પ્રતિજ્ઞા જાહેર કરીને તેમને સાવધાન કરી દીધા છે.

રઘુપતિ કાંઇક વાર સુધી ચુપ થઇ બેસી રહ્યો, પાછો તે પોતાના બેહદ ગુસ્સાને દબાવીને ઉચ્ચ સ્વરે બોલ્યો, "મંદિરની

અંદર ચાલો." આથી બંને જણ મંદીરની અંદર ગયા.

રઘુપતિએ કહ્યું, "ભગવતીના પગે પડીને સોગન ખાવ, અને કહો કે અશાડ સુદ ચૌદશને રોજ રાજરક્ત લાવીને આપના ચરણમાં ઉપહાર આપીશ."

જયસિંહ માથું નમાવીને કેટલીક વાર સુધી ચુપ રહ્યો. તે પછી એકવાર ગુરૂના મોંની તરફ અને એકવાર મૂર્તિની તરફ માથું ઉંચું કરીને જોયું, ફરી દેવીની મૂર્તિનો સ્પર્શ કરીને ધીરે ધીરે બોલ્યો, અશાડ સુદ ચતુર્દશીના રોજ રાજરક્ત લાવીને આપના ચરણોમાં ભેટ ધરીશ.

## પ્રકરણ દશમું.

### ગોવિંદ માણિક્યે નક્ષત્રરાયને શાંત કર્યો.

રાજભવનમાં આવીને મહારાજાએ રાજ્યનાં કેટલાંક કામોને સમાપ્ત કર્યાં. વરસાદ ચઢવાથી ફરી અંધારૂં થઇ રહ્યું. મહારાજાનું મન ઘણુંજ ઉદાસ છે. દરરોજ નક્ષત્રરાય દરબારમાં હાજર રહેતા હતા, આજ તે પણ હાજર નહોતો. રાજાએ તેમને બોલાવા મોકલ્યો. તેણે કહાવ્યું કે મારી તબીયત નરમ છે માટે આવી શકાય તેમ નથી. જેથી રાજા પોતે નક્ષત્રરાયની પાસે ગયા. નક્ષત્રરાયે માથું ઉંચું કરીને રાજાની સામે જોયું પણ નહિ. પરંતુ એક લખેલો કાગળ હાથમાં લઇને જાણે ગાઢ ચિંતાથી વ્યાકુળ હોય તેવો દેખાવ કર્યો.

રાજાએ કહ્યું, નક્ષત્ર, શું તારી તબીયત બગડી છે? નક્ષત્રરાય કાગળ આમ તેમ ફેરવતો, તે તરફ નજર રાખી બોલ્યો, "ના,

ખરાબ તો કાંઇ નથી. આ એક જરૂરી કામ હતું. હા, હા, ખરાબ પણ થઇ હતી.

નક્ષત્રરાય અત્યંત અધીર થઈ ગયો. ગોવિન્દ માણિક્ય ઘણાજ ઉદાસ મોંથી નક્ષત્રની તરફ જોઇ મનમાં વિચાર કરવા લાગ્યા કે, હાય, હાય ! સ્નેહના ઘરમાં હિંસાએ પ્રવેશ કર્યો છે. તે સાપની માફક છુપાઇને રહેવા ઇચ્છે છે. પણ મોં બતાવવા ઇચ્છતી નથી. શું જંગલમાં હિંસક જંતુ ઓછા છે ? તો હવે શું મનુષ્ય પણ મનુષ્યને જોઇને ડરી જશે ? શું ભાઇ પણ ભાઇની પાસે નિર્ભય રીતે નહિ રહી શકે ? આજ મારો ભાઇ છે. તેની સાથે હું હંમેશાં એક ઘરમાં રહું છું. એક આસન ઉપર બેસું છું. પ્રસન્નમુખે વાત કરૂં છું, પરંતુ આ મારી પાસે રહીને મારાજ માટે મનની અંદર છરીની ધાર ઘસ્યાં કરે છે. ગોવિંદમાણિક્યની આગળ આ વખતે આ સંસાર હિંસક જંતુઓથી ભરેલા જંગલના જેવો જણાવા લાગ્યો. ઘોર અંધકારની વચ્ચે ચારે તરફ કેવળ દાંત અને તીક્ષ્ણ નખોની શોભા જણાવા લાગી. એક દીર્ઘ નિઃશ્વાસ લઇને મહારાજા પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા. “ હું આ પ્રેમ–ભાવવિહીન, હાનિકારક રાજ્યમાંથી બચીને પોતાના જાતિભાઇઓના મનમાં કેવળ હિંસા, લોભ અને શત્રુતાનો અગ્નિ વરસાવી રહ્યો છું. મારા સિંહાસનની ચારે તરફ મારા પ્રાણથી પણ અધિક પ્રિય આત્મીયગણ મારા તરફ જોઇને મનમાં ને મનમાંજ મોઢું ચઢાવ્યા કરે છે, દાંત પીસે છે અને સાંકળે બાંધેલાં ભયંકર કુતરાંની માફક ચારે તરફથી મારા ઉપર ટૂટી પડવાને માટે લાગ શોધી રહ્યાં છે. તેમના તીવ્ર નખાઘાતથી છિન્ન ભિન્ન થવા કરતાં અથવા તે લોકોની રક્તપિપાસા નિવૃત્ત કરવા કરતાં અહીંથી કંઇ બીજે ચાલી જવું ઘણુંજ સારૂં છે. ”

હાલ પ્રથમ આકાશમાં ગોવિન્દ માણિક્યે જે પ્રેમ પ્રસન્ન મોંની શોભા જોઇ હતી તે આ વખતે ક્યાં છુપાઇ ગઇ !

મહારાજ ઉઠી ઉભા થયા અને ગંભીરભાવથી બોલ્યા, "નક્ષત્ર, આજ ત્રીજા પહોરે મારી સાથે તારે ગોમતીના કિનારે નિર્જનવનમાં ફરવા આવવું પડશે."

રાજાના આ ગંભીરભાવથી ભરેલી આજ્ઞાની વિરૂદ્ધ નક્ષત્રથી કાંઈ પણ બોલી શકાયું નહીં. પરંતુ અનેક પ્રકારના સંદેહ અને શંકાઓથી તેનું મન ગભરાઇ ઉઠયું. તેના મનમાં તરંગો ઉઠવા લાગ્યા કે, "મહારાજ, આટલી વાર સુધી સ્થિરભાવથી મારા તરફ દષ્ટિ રાખીને બેઠા હતા. તેના મનમાં જે સર્વ વિચાર અંધારા ખાડાની અંદર કીડાની માફક ખદબદી રહ્યા હતા તે સર્વ જાણે કે પ્રકાશ જોઇને એકાએક ચંચળ થઇને તે જગ્યામાંથી બહાર નીકળી પડયા. ડરતાં, ડરતાં નક્ષત્રરાયે રાજાના મોંની તરફ એક વાર જોયું, તેમના મોં ઉપર ભારે ઉદાસીની સાથે શાંતિભાવ છવાયલો છે, પણ તેમાં ક્રોધનો અંશ પણ નથી. કેવળ મનુષ્યના હૃદયની કઠોરતા અને ક્રુરતા જોઇને તેમના મનમાં અગાધ શોક વ્યાપી રહ્યો હતો. ફરવા જવાનો વખત આવી પહોંચ્યો, હજુ સુધી આકાશમાં વાદળ છવાયલું હતું. નક્ષત્રરાયને લઇને મહારાજ પગે ચાલીનેજ જંગલની તરફ ચાલ્યા. હજુ સાંજ પડવાની થોડીવાર છે; પરંતુ વરસાદ ચઢેલો છે જેથી અંધકારથી સાંજ પડી ગઇ હશે એવો ભ્રમ થતો હતો. કોઇ જંગલની વચ્ચે આમતેમથી આવીને પક્ષીઓ કોલાહલ કરી રહ્યાં છે. બે એક સમળીઓ હજુ પણ આકાશમાં ચક્કર માર્યા કરે છે. બંને ભાઇઓએ જ્યારે ગાઢ વનમાં પ્રવેશ કર્યો ત્યારે નક્ષત્રરાયનું શરીર થરથરવા લાગ્યું. મોટાં મોટાં જુનાં ઝાડ જટિલ થઇને ઉભાં છે, તે

કાંઇ બોલતાં નથી. પણ સ્થિરભાવથી કીડીના ચાલવાનો શબ્દ પણ સાંભળી શકે છે. તે કેવળ પોતાની છાયાની માફક અને પોતાની નીચેના અંધકારની માફક એક દૃષ્ટિથી જોઈ રહ્યાં છે. આ જટિલ રહસ્યમય જંગલની અંદર નક્ષત્રરાય આગળ ચાલવા જાય છે પણ પગ ઉપડતો નથી. ચારે તરફ અગાધ શાંતિભાવનો ભ્રૂભંગ જોઇને તેનું દિલ ધડકવા લાગ્યું. નક્ષત્રરાયને ઘણોજ સંદેહ અને ભય પેદા થયો. ભયંકર અદૃષ્ટની માફક રાજા ગુપચુપ, સાંજના વખતે આ પૃથ્વીને વચ્ચેથી તેને ક્યાં લઇ જાય છે તેનો કાંઇ પણ પત્તો તેને ન લાગ્યો. મનમાં સમજ્યો કે તે રાજાની પાસે હવે પકડાઇ ગયો છે. અને હંમેશને માટે શાંતિ આપવાને સારૂ રાજા તેને આ વનમાં લઇ આવ્યા છે. નક્ષત્રરાય જો એકદમ નાસી જવા ઇચ્છે, તો તે બચી જાત. પરંતુ જાણે કોઈ તેના પગ બાંધીને ખેંચી લઇ જતું હોય તેમ તેને જણાતું હતું. હવે તેના રક્ષણનો કોઇ બીજો ઉપાય તેને જણાતો નહોતો.

જંગલમાં કેટલીય જગ્યા ખાલી પડી છે, તેમાં એક કુદરતી કાંસના જેવી ખાડી જણાતી હતી કે જે વરસાદમાં પાણીથી ભરાઇ જતી. તે કાંસની અંદર સૂકી જમીન ઉપર થોડે દુર જઈને પછી એકા એક ઉભા રહીને રાજાએ કહ્યું, “ ઉભો રહે. ”

નક્ષત્રરાય ચમકીને ઉભો રહ્યો. રાજાની આ આજ્ઞા સાંભળીને જાણે કાળની ગતિ પણ રોકાઈ ગઇ ન હોય, જાણે કે જંગલનાં વૃક્ષો ઝુકીને ઉભાં થઇ ગયાં હોય, નીચે પૃથ્વી અને ઉપર આકાશ જાણે કે શ્વાસ રોકીને સ્થિર ભાવથી જોવા લાગ્યાં. કાકાકૌઆનો કોલાહલ બંધ થઇ ગયો. વનમાં બિલકુલ શાંતિ પ્રસરી ગઇ. એક પણ શબ્દ સંભાળાવા લાગ્યો નહિ, કેવળ “ ઉભો રહે ” આ શબ્દ

જાણે કે વિજળીની ગતિથી ઝાડે ઝાડે ને ડાળે ડાળે સર્વત્ર વ્યાપી રહ્યો. જંગલનાં એક એક પાંદડાં જાણે કે આ શબ્દનો ધક્કો વાગવાથી ખડખડી ઉઠયાં હોય તેમ જણાવા લાગ્યું. નક્ષત્રરાય પણ સ્થિર ભાવથી ઉભો રહ્યો.

ત્યારે રાજા નક્ષત્રરાયના મોંની તરફ પોતાની મર્માન્તિક વિષાદ યુક્ત દૃષ્ટિ સ્થિર કરીને નિશ્ચય ભાવથી બોલ્યા, નક્ષત્ર, તું મને મારવાનો ઇરાદો રાખે છે?

નક્ષત્ર વજ્રઘાતની માફક ઉભો જ રહ્યો. જવાબ આપવાની પણ હોશ તેનામાં ન રહી.

રાજાએ કહ્યું,–"ભાઇ, તું મને કેમ મારવા ઇચ્છે છે? રાજ્યના જ લોભથી કે? શું તું તારા મનમાં એમ ધારે છે કે રાજ્ય માત્ર સોનાના સિંહાસન, હીરાના મુકુટ અને રાજ્ય છત્રથી જ ભરેલું છે. આ મુગટ, આ રાજ્યછત્ર અને આ રાજ દંડનો બોજો કેટલો છે તે તું જાણે છે? લાખો મનુષ્યોની ચિંતા આ હીરાના મુગટથી ઢંકાઇ ગઇ છે, અથવા જો રાજ્ય મેળવવાની ઇચ્છા હોય તો હજારો મનુષ્યોનાં દુઃખને પોતાનું દુઃખ સમજતાં શીખો. હજારોની વિપત્તિને પોતાની વિપત્તિ સમજીને સ્વિકાર કરો, હજારો લોકોની દરિદ્રતાને પોતાની દરિદ્રતા માનીને તેને માથે ચઢાવો, એવું જે કરી શકે છે તેજ યથાર્થ રીતે રાજા છે. તે ઝુંપડીમાંઃ રહે કે ગમે તો મહેલમાં રહે, જે વ્યક્તિ સર્વ લોકોને પોતાના જાણે છે તેમને જ સર્વ લોક પોતાનો ગણે છે. તેના ઐશ્વર્યને, તેની પ્રતિષ્ઠાને અને તેના સુખને અસંખ્ય સેના લાવવા છતાં પણ કોઇ અપહરણ કરી શકતું નથી. પૃથ્વીનાં દુઃખને જે નાશ કરે છે તે જ પૃથ્વીનો રાજા છે. પરંતુ પૃથ્વીની સમ્પત્તિ અને લોહીને જે ચૂસે છે તે રાજા નહિ

પણ લુંટારો છે. હજારો અભાગિયાઓની આંસુની ધારા તેના માથે રાત દિવસ વરસ્યાં કરે છે. તે અભિશાપની તીક્ષ્ણ ધારાથી કોઇ એટલું મોટું રાજ્ય છત્ર નથી કે જેનું રક્ષણ કરી શકે. તેના અધિકાધિક રાજભોગની અંદર સેંકડો ભૂખ્યા લોકોની ભૂખ જઇને છુપાય છે. તે નિરાધાર લોકોની દરિદ્રતાને ગળાવીને તેને સોનાનાં ઘરેણાં બનાવી પહેરે છે. તેના ફેલાયલા રાજ્ય વસ્ત્રની અંદર સેંકડો માણસો ટાઢથી ધ્રુજતા મેલાં અને ફાટેલાં ચીંથરે ઘુસે છે. ભાઇ, રાજાને મારી નાંખવાથી જ કોઇને રાજ્ય મળતું નથી. પૃથ્વીને વશ કરીને રાજા થવું એ ઉત્તમ છે."

ગોવિંદ માણિક્ય એટલું કહીને છાના રહ્યા, નક્ષત્રરાય માથું નમાવીને ગુપચુપ ઉભો રહ્યો.

મહારાજાએ મ્યાનમાંથી તલવાર બહાર કાઢી અને નક્ષત્રરાયની આગળ મુકીને કહ્યું, "ભાઇ, આ જગ્યાએ કોઇ બીજો પુરુષ નથી, કોઇ સાક્ષી નથી. જે ભાઇના કાળજામાં જે ભાઇ છરી ખોસી દેવાનું ઇચ્છે તેને માટે આ જગ્યા ઘણીજ સારી છે અને વખત પણ અનુકુળ છે. આ જગ્યાએ કોઇ તારી નિંદા કરશે નહિ. તારી અને મારી નાડીમાં એકજ લોહી વહી રહ્યું છે. એકજ માતાપિતા, એકજ દાદા, પરદાદાનું લોહી મારા અને તમારા શરીરમાં સંચલિત થઇ રહ્યું છે. તું તે લોહીનો નાશ કરવાની ઇચ્છા રાખે છે. પરંતુ એવું કામ મનુષ્યને રહેવાની જગ્યામાં કરવું જોઇએ. કેમકે તે જગ્યાએ તે લોહીના છાંટા પડવાથી તે જગ્યા પણ ગુપ્ત રીતે ભ્રાતૃભાવનું પવિત્ર બંધન ઢીલું પાડી દે છે. પાપનો કયાં જઇને અંત આવે છે તેને કોણ જાણી શકે છે. પાપનું એક પણ બીજ જો કોઇ જગ્યાએ પડી જાય છે તો તે, તેને છુપાવવાના અનેક ઉપાય કરવા છતાં પણ જોત-

જોતામાં ત્યાં હજારો ઝાડ રૂપે ઉત્પન્ન થઇ જાય છે. મનુષ્યોનો આ અતિ સુંદર સમાજ ધીરે ધીરે કેવી રીતે જંગલમાં મળી જાય છે, તેને કોઇ જાણી શકતું નથી. તેજ રીતે શહેરમાં કે ગામડામાં, જ્યાં નિશ્ચલ અને નિઃશંક ભાવથી ભાઇઓ ભાઇ સ્નેહ રાખતા હોય, એવા ભાઇઓના પ્રેમના આવાસ ( રહેઠાણ ) માં તું ભાઇનું ખૂન ન કરૂં, તેને માટે આજ તને હું આ જંગલમાં બોલાવી લાવ્યો છું. એમ કહીને રાજાએ નક્ષત્રરાયના હાથમાં તલવાર આપી. નક્ષત્રરાયના હાથમાંથી તલવાર નીચે પડી ગઇ.

નક્ષત્રરાય બંને હાથે પોતાનું મોં સંતાડીને રોઇ પડયો અને રડતાં રડતાં બોલ્યો, " ભાઇજી, હું અપરાધી નથી. મારા મનમાં આવી ભાવના કદી પણ ઉત્પન્ન થઇ નથી."

રાજા તેને છાતી સરસો ચાંપીને બોલ્યો, " તે હું જાણું છું. તું શું કોઇ પણ દીવસ મારો વધ કરી શકું ? હું જાણું છું કે તને નિચ લોકોએ ખરાબ સલાહ આપી છે અને તેમાં તારો દોષ નથી."

નક્ષત્રરાય—બીજો કોઇ નહીં પણ માત્ર રઘુપતિજ મને આવો ઉપદેશ આપે છે.

રાજા—રઘુપતિથી દૂર રહે.

નક્ષત્ર—"આપ કહો કે હું ક્યાં જઉં. હવે હું અહીં રહેવા ઇચ્છતો નથી. હવે હું અહીંથી જતો રહેવા ધારૂં છું. "

રાજાઃ—" તું નિત્ય મ્હારી પાસે રહે. બીજે કોઇ જવાની જરૂર નથી. રઘુપતિ તને શું કરશે ? "

નક્ષત્રરાયે રાજાનો હાથ ખૂબ જોરથી પકડયો. જાણે કે તેને રઘુપતિ ખેંચીને લઇ જશે. એવી તેને બીક પેસી ગઇ.

## પ્રકરણ અગીયારમું.

### રઘુપતિ અને ગોવિંદ માણિક્યનો સંવાદ.

જયારે નક્ષત્રરાય રાજાનો હાથ પકડીને જંગલમાંથી ઘેર આવતો હતો, ત્યારે આકાશમાંથી કાંઇક પ્રકાશ આવતો હતો, પણ જંગલના મધ્ય ભાગમાં તો જાણે અંધકારનું પુર આવ્યું હોય તેવું અંધારૂં થઇ રહ્યું હતું. હવે માત્ર ઝાડની ટોચે કાંઇક પ્રકાશ જણાતો હતો. થોડીવારમાં તે પણ બંધ થઇ જશે, ત્યારે અંધકાર પૂર્ણરૂપે વ્યાપી જઇને જમીન અને આકાશ એક કરી દેશે.

રાજા રાજભવનના રસ્તે ન જતાં મંદિરની તરફ ગયા. મંદિરની સંધ્યા આરતિ કરીને રઘુપતિ અને જયસિંહ ઘરમાં એક સઘડી સળગાવીને બેઠા છે. બંને ગંભીર ભાવથી વિચાર કર્યા કરે છે. દેવતાના ધુંધળા તેજમાં તે બંનેના મોંનો પડછાયો જણાતો હતો. નક્ષત્રરાય રઘુપતિને જોઇને તે તેને જ જોઈ શકે તે માટે રાજાની પાછળ તેમના પડછાયામાં પોતાને છુપાવીને તે જમીન તરફ જોવા લાગ્યો. રાજાએ તેને પોતાની પાસે ખેંચીને મજબુતીથી તેનો હાથ પકડીને, અને સ્થિર દૃષ્ટિથી એકવાર રઘુપતિના મોંની તરફ જોયું. રઘુપતિએ નક્ષત્રરાયના ઉપર તીવ્ર દૃષ્ટિથી કટાક્ષપાત કર્યો. પછી રાજાએ રઘુપતિને પ્રણામ કર્યા. નક્ષત્રરાયે પણ રાજાનું અનુકરણ કર્યું. રઘુપતિએ પ્રણામ સ્વીકારીને ગંભીર સ્વરથી કહ્યું, "જય થાવ મહારાજા! રાજ્યમાં કુશળ છે?

રાજા કાંઇક થોભીને પછી બોલ્યા, "આપ આશીર્વાદ આપો. કે જેથી રાજ્યમાં કાંઇ અશુભ ન થાય. આ રાજ્યમાં જગદંબાનાં

સંતાનો એક બીજાની સાથે મેળાપ અને પ્રેમ ભાવ રાખે, આ રાજ્યમાં એક ભાઇની પાસેથી બીજા ભાઇને સમજાવીને કોઈ ન લઈ જાય, જ્યાં પ્રેમ છે ત્યાં કોઇ હિંસાની નજર પણ ન નાંખે, હું રાજ્યમાં અશુભનો ભય માનીને જ આજે અહીં આવ્યો છું: પાપ સંકલ્પના સંઘર્ષણથી દાવાગ્નિ સળગી ઉઠે છે. આપ તેને શાંત કરો. પ્રેમ રૂપી જળની વૃષ્ટિ કરીને પૃથ્વીને ઠંડી પાડો."

રઘુપતિ બોલ્યો—"દેવતાની ક્રોધાગ્નિ સળગી ઉઠતાં તેને કોણ શાંત કરી શકે છે? એક અપરાધીને લીધે હજારો બીનઅપરાધી મનુષ્યો તે અગ્નિમાં બળીને ભષ્મ થઇ જાય છે."

રાજા—તે વાતનો જ ઘણો ભય છે. તેથી જ હું આજે કંપી ઉઠું છું. તે વાતને સમજવા છતાં પણ કોઇ ક્યાં સમજે છે. આપ શું નથી જાણતા કે આ રાજ્યમાં દેવતાનું નામ લઇને દેવતાઓના નિયમનો ભંગ થઇ રહ્યો છે. તેથી થતા અશુભનો સંદેહ પડતાં આજે આ વખતે હું અહીં આવ્યો છું. આ જગ્યાએ વિષનું વૃક્ષ રોપીને મારા આ ધન ધાન્યથી ભરપુર સુખી રાજ્યમાં આપ દેવતાના કોપ રૂપી વજ્રને આવાહન કરીને ન લાવો. આપને આ વાત જણાવવી હતી, અને ખાસ કરીને તે વાત કહેવાને જ હું આજ અહીં આવ્યો છું.."

એમ કહીને મહારાજાએ રઘુપતિના મોં ઉપર મર્મ ભેદિની દૃષ્ટિ નાંખી. રાજાના મુખમાંથી નીકળેલો તે ગંભીર અવાજ ઘેરાઇલી ચક્કરદાર હવાની માફક તે ઘરમાં ગુંજી ઉઠ્યો. રઘુપતિથી કાંઈ ઉત્તર ન અપાયો. તે જનોઇ હાથમાં લઇને કંપી ઉઠ્યા. રાજા તેને પ્રણામ કરીને નક્ષત્રરાયનો હાથ પકડીને બહાર ચાલ્યા. તે ઘરમાં માત્ર દેવના રઘુપતિ અને રઘુપતિની છાયા એટલું રહ્યું.

આ વખતે આકાશમાં જરા પણ પ્રકાશ નહોતો. વરસાદ ચઢયો છે. તારામંડળ ઢંકાઇ ગયું છે. આ ભયંકર અંધકારમાં હવાની સાથે આવતી કદમ્બ ફુલની સુગંધી આવી રહી છે, અને જંગલનાં વૃક્ષોમાંથી ઝરમર શબ્દ સંભળાય છે. ચિંતામાં ડૂબેલા રાજાએ પરિચિત રસ્તે બેધડક રીતે ચાલવા માંડયું. તેમણે એકાએક સાંભળ્યું કે, તેમને કોઇ પાછળથી ' મહારાજ ' કહી બોલાવ્યાં કરે છે.

રાજાએ પાછું ફરીને પૂછયું:—" તમે કોણ છો ? " બોલનાર માણસનો સ્વર પરિચિત જણાયો. તેણે કહ્યું "હું આપનો અધમ દાસ જયસિંહ છું. મહારાજ, આપ મારા ગુરૂ અને મારા માલીક છો. આપના સિવાય અમારો કોઇ ધણી નથી. જેવી રીતે આપ આપના નાનાભાઇનો હાથ પકડીને આ અંધકારમાંથી લઈ જાવ છો, તેવી જ રીતે મારો પણ હાથ પકડી લ્યો. મને પણ આપની સાથે લઇ જાવ. હું અત્યંત ઘોર અંધકારમાં પડેલો છું. શું કરવાથી ઠીક અને શું કરવાથી ખરાબ થશે તે હું કાંઈ પણ જાણી શકતો નથી. હું કદી જમણી દિશા તરફ જઉં છું, કદી ડાબી તરફ જઉં છું. મને પાર ઉતારનાર કોઇ નથી. " આ અંધારામાં જયસિંહની આંખોમાંથી આંસુ પડવા લાગ્યાં; પણ કોઇએ તે જોયાં નહીં. કેવળ ઉદ્વેગથી ભરેલો જયસિંહનો કરૂણોત્પાદક સ્વર કંપતો રાજાના કાનમાં પ્રવેશ કરવા લાગ્યો. જેમ હવાનો ધક્કો ખાઇને સમુદ્ર ચંચળ થઇને કંપવા લાગે છે, તેવી જ રીતે તે ગંભીર ઘોર અંધકાર જયસિંહના આર્ત સ્વરનો ધક્કો ખાઇને કંપવા લાગ્યો. રાજાએ જયસિંહનો હાથ પકડયો અને બોલ્યા, " ચાલો, મારી સાથે રાજભવનમાં ચાલો."

# પ્રકરણ બારમું.

## જયસિંહની ગુંચવણ.

તેને બીજે દિવસે જ્યારે જયસિંહ મંદિરમાં પાછો આવ્યો ત્યારે પૂજાનો સમય વીતી ગયો હતો. રઘુપતિ ઉદાસ મોં કરી એકલો બેઠો છે. તેનો પહેલાં આ પ્રકારે પૂજામાં કદી પણ નિયમ ભંગ થયો નહોતો.

જયસિંહ ગુરૂની પાસે ન જતાં સીધો બાગમાં ગયો, ત્યાં જઇ તે એક ઝાડની નીચે જઇને બેઠો. તેની ચારે તરફથી સર્વ ઝાડનાં પાન હાલવા લાગ્યાં, જેથી તેનો પડછાયો જાણે નાચતો હોય એમ જણાવા લાગ્યો. તેની ચારે તરફથી ફૂલોથી ગુંથાયલાં પાનોના ગુચ્છા, લીલાં છમ તાજાં પાનાંની ઉપર પાનાંની ઝાલરો, છાયા પરિપૂર્ણ સુંદર કોમળ સ્નેહનું આચ્છાદન, સુમધુર આકર્ષણ, પ્રકૃતિનું પ્રીતિપૂર્વક સમ્મેલન હોય એમ જણાતું હતું. આ જગ્યાએ તે સર્વ તેની રાહ જોતાં હતાં પણ કાંઈ પૂછતાં નહોતાં. વિચારમાં વ્યાઘાત કરતાં નહોતાં. જોવાથી જોતાં અને બોલવાથી બોલતાં હોય એમ જણાતું. આ શાંતિમય સેવામાં, પ્રકૃતિના આ અંદરના મહેલમાં બેસીને જયસિંહ વિચાર કરતો, રાજાએ જે સર્વ ઉપદેશ તેને આપ્યો હતો તેનું મનમાં મનન કરવા લાગ્યો.

એ વખતે રઘુપતિએ ધીરે ધીરે આવીને તેની પીઠ ઉપર હાથ મૂક્યો જેથી જયસિંહ ચમકી ઉઠયો. રઘુપતિ તેની પાસે બેઠો અને જયસિંહના મોંની તરફ જોઇને કંપતા સ્વરે બોલ્યો. " મને તારો આવો ભાવ કેમ જણાય છે ? મેં તારૂં શું બગાડયું છે કે જે તું ધીરે ધીરે મારી પાસેથી ખસવાનો યત્ન કરી રહ્યો છે. "

જયસિંહ કાંઇ કહેવા જતો હતો પણ વચમાં જ રઘુપતિ બોલ્યો, "શું મારા સ્નેહમાં જરા પણ ન્યૂનતા તારા જોવામાં આવી છે? જયસિંહ મેં તારો શો અપરાધ કર્યો છે? અને કદી ભૂલેચૂકે કર્યો હોય એમ માન તોપણ હું તારો ગુરૂ છું. હું તારા પિતાતુલ્ય છું. હું તારી પાસે ક્ષમા માગું છું કે તું મને ક્ષમા આપ."

જયસિંહ આ સાંભળી આભોજ બની ગયો અને કંપી ઉઠી ગુરૂના પગ પકડી રડતો રડતો બોલ્યો, "હું કાંઇ પણ જાણતો નથી, કાંઇ પણ સમજતો નથી અને ક્યાં જઉં છું તેની પણ મને ખબર નથી."

રઘુપતિ જયસિંહનો હાથ પકડીને બોલ્યો, "વત્સ, મેં તને નાનપણથી જ તારા ઉપર માતાની માફક સ્નેહ રાખીને શાસ્ત્રાભ્યાસ કરાવ્યો છે. તારા ઉપર વિશ્વાસ રાખીને મેં તને મારા સઘળા વિચારોનો ભાગીદાર બનાવ્યો છે. આજ તને મારી પાસેથી કોણ જુદો પાડવા મથે છે? આટલા બધા દિવસના સ્નેહના મમત્વ બંધનને કોણ તોડવા મથે છે? તારા ઉપર મારો જે દેવતાએ આપેલો અધિકાર છે, તે પવિત્ર અધિકાર ઉપર કોણ તરાપ મારે છે? કહે વ્હાલા, તે મહા પાતકીનું નામ મને કહી દે."

જયસિંહે કહ્યું, "પ્રભો, આપની પાસેથી મને કોઇ જુદો કરવા ઇચ્છતું નથી, આપે જ મને વેગળો કર્યો છે. હું ઘરની અંદર પડ્યો હતો ત્યાંથી ખેંચીને આપ જ મને રસ્તામાં લઇ આવ્યા છો. આપ જ કહો કે કોનો કોણ બાપ, કોણ કોની મા, અને કોણ ભાઇ, આપ જ કહો છો કે કોઇ કોઇનું સંબંધી નથી. સ્નેહ કે પ્રેમનો પવિત્ર અધિકાર નથી. જેને હું મા તરીકે માનતો હતો તેને આપ કહો છો કે તે તો શક્તિ છે. જે જગ્યાએ હિંસા કરવામાં આવે છે, જે જગ્યાએ રક્તપાત થાય છે, જે જગ્યાએ ભાઇઓ ભાઇમાં કલહ થાય છે, જે

જગ્યાએ બે માણસો પરસ્પર વૈર રાખી લડે છે, તે જગ્યાએ આ પ્યાસી પ્રકૃતિ લોહીની લાલસાએ પોતાનું ખપ્પર લઇને ઉભી થાય છે. એ શું આપે માના ખોળામાંથી મને જુદો પાડીને રાક્ષસીના રાજ્યમાં નથી ધકેલી દીધો ?

રઘુપતિ ઘણી જ વાર સુધી સ્થિર ભાવથી બેસી રહ્યા. આખરે દીર્ઘ શ્વાસ લઇ બોલ્યો, " તો તું સ્વતંત્ર થયો, બંધનમાંથી મુક્ત થયો, તારા ઉપરથી મેં મારા સંપૂર્ણ અધિકારને ખેંચી લીધો એમ માનજે. તેથી જ તું જે સુખી રહી શકું તો તેમ કર " એમ કહીને તે ઉઠવા લાગ્યો.

જયસિંહ તેનો પગ પકડીને બોલ્યો, " નહિ, નહિ, પ્રભો ! આપ મારો ત્યાગ કરશો તોપણ હું આપનો ત્યાગ કરી શકવાનો નથી. હું આપના ચરણ તળે જ રહીશ. આપની ઇચ્છા પ્રમાણે જ કરીશ. આપ જે માર્ગ બતાવશો તે સિવાય મારો કોઇ બીજો માર્ગ નથી."

રઘુપતિએ જયસિંહને ગળે લગાવી દીધો અને તેનાં આંસુ જયસિંહના ખભા ઉપર પડવા લાગ્યાં.

## પ્રકરણ તેરમું.

### રઘુપતિની લોકોને ઉશ્કેરણી.

મંદિરમાં લોક બહુ જ ભરાયા છે. ઘણો જ શોરબકોર થઇ રહ્યો છે. રઘુપતિએ શુષ્ક સ્વરે કહ્યું, તમે શા માટે ભરાયા છો ?"

તે લોકો બોલી ઉઠયા, "અમે ભૂવનેશ્વરી દેવીનાં દર્શન કરવાને માટે આવ્યા છીએ."

રઘુપતિએ કહ્યું, દેવી છે જ ક્યાં? દેવી તો આ રાજ્યમાંથી જતી રહી છે. દેવીને તમે શું રાખી શકો ? તે તો ચાલી ગઇ. આથી ભારે શોરબકોર ને ઘોંઘાટ થવા લાગ્યો. ચારે તરફથી તરેહ તરેહની વાતો સંભળાવા લાગી "પુંજારીજી, આ આપ શું બોલો છો?" અમે શો અપરાધ કર્યો છે? માજી હવે કાઇ રીતે પ્રસન્ન નહિ થઇ શકે? આમ ચારે તરફથી સંભળાવા લાગ્યું. મારો ભત્રિજો માંદો હતો, હું એક દિવસ પણ પૂજા કરવા આવ્યો નહોતો. ( તેણે નક્કી માન્યું કે તે અપમાન ન સહેવાથી દેવી આ દેશમાંથી ચાલ્યાં ગયાં હશે.)

બીજે કહ્યું:—"મેં ભગવતીને બે બકરાનું બલિદાન આપવાનો મનમાં સંકલ્પ કર્યો હતો. પણ બહુ દૂર હોવાથી હું આવી શકયો નહોતો. બે બકરાંનો બલિ આપવામાં મને વિલંબ થવાથી રાજ્યમાં આ પ્રકારે અશુભ બનાવ બન્યો હશે."

ગોવર્ધને જે બાધા રાખી હતી તે પૂરી કરી નહોતી. દેવીએ તો તેને માટે આટલું બધું દુઃખ આપ્યું છે. તેના પેટમાં બરોળ વધીને લાંબી લટકે છે. છ મહીનાથી ખાટલામાં પડયો છે. ગોવર્ધન ગમે તો ચુલ્હામાં પડે તેની આપણને દરકાર નથી. પણ ભગવતી તો દેશમાં રહે તો સારૂ." એક જણે આ પ્રમાણે મનમાં જ પાર્થના કરવા માંડી.

લોકોની ભીડની વચ્ચેથી એક જાડો માણસ નીકળીને સર્વને છાંના રાખ્યા, પછી તેણે બે હાથ જોડીને રઘુપતિને પૂછ્યું, પૂજારીજી, દેવી ક્યાં ગઇ! અમારો શો અપરાધ થયો?"

રઘુપતિએ કહ્યું:—"તમે દેવીને બલિદાનમાં એક લોહીનું ટીપું સરખું પણ આપી શકતા નથી. એવી તો તમારા લોકોની ભક્તિ છે."

સર્વ લોક છાના રહ્યા, પછી વાત થવા માંડી, કોઇએ ધીમે રહીને કહ્યું, "રાજાની મનાઇ છે ત્યાં અમે શું કરીએ ?"

જયસિંહ પથ્થરની મૂર્ત્તિની માફક સ્થિર ભાવથી બેઠો હતો. "દેવીની મનાઇ" એ વાત વીજળીની ગતિથી તેની જીભના અગ્ર ભાગ સુધી આવી ગઇ હતી. પણ તેણે પોતે તેને રોકી રાખી અને કાંઇ બોલ્યો નહિ.

રઘુપતિ ઘાંટો કહાડીને બોલી ઉઠયો:—"રાજા કોણ! દેવીનું સિંહાસન શું રાજાના સિંહાસન કરતાં નીચું છે? તમે સર્વ આ માતૃહીન દેશમાં રાજાને લેઇને રહો ? જોઉં છું કે હવે તમારૂં રક્ષણ કોણ કરે છે ?"

આ લોકોના ટોળામાં ધાંધાટ થઇ રહ્યો. સર્વ ગુપ ચુપ વાતો કરવા લાગ્યા.

રઘુપતિ ઉભો થઇને બોલ્યો:—"રાજાનેજ મોટો માનીને તમે દેવીનું અપમાન કરીને પોતાના દેશમાંથી માજીને વિદાય કરી દીધાં છે. તમે સર્વ સુખથી રહેવાને પસંદ કરતાં નથી. અને ત્રણ વર્ષ પછી જોશો કે આટલા મોટા દેશમાં તમારૂં નામ નિશાન પણ નહીં રહે, એટલે તમારો સર્વનો વંશ નષ્ટ થઇ જશે."

લોકોના સમુહમાં સમુદ્રના તરંગોની માફક ગણગણાટનો અવાજ ધીમે ધીમે સ્પષ્ટ થવા લાગ્યો. લોકોનો સમૂહ વધવા લાગ્યો. તે હૃષ્ટ પુષ્ટ માણસે હાથ જોડીને ફરી રઘુપતિને કહેવા માંડયું, બાળકનો કદિ કાંઇ અપરાધ થઇ જાય તો માતા તે અપરાધને ક્ષમા કરીને તેને સમજાવે છે. પણ બાળકનો એકદમ ત્યાગ કરીને મા ચાલી જતી નથી. પ્રભો, એક વાર કહો કે શું કરવાથી દેવી પાછાં આવી શકે ?

રઘુપતિએ કહ્યું,—"તમારા આ રાજા (ગોવિંદ માણિક્ય)ને જ્યારે આ રાજ્યમાંથી પદભ્રષ્ટ કરવામાં આવે ત્યારે જ તે આ દેશમાં ફરી પગ મૂકી શકે તેમ છે."

આ વાત સાંભળીને લોકોનો ગણગણાટ એકદમ બંધ થઇ ગયો. ચારે તરફ શાંતિ છવાઇ ગઇ. આખરે એક બીજા સામું તે જોવા લાગ્યા. કોઇની હિંમત નથી કે કાંઇ બોલી શકે.

રઘુપતિએ મેઘગર્જનાની માફક ગંભીર સ્વરે કહ્યું, "તો તમે સર્વ દર્શન કરશો ? આવો, મારી સાથે, આવો ! બહુ જ દૂરથી ઘણા પ્રકારની આશાથી તમે સર્વ ભગવતીનાં દર્શન કરવાને આવ્યા છો, તો ચાલો એકવાર મંદિરમાં આવો."

સર્વ લોક બ્હીતા બ્હીતા મંદિરના દ્વાર આગળ આવીને એકત્ર થયા, મંદિરનાં દ્વાર બંધ હતાં. રઘુપતિએ ધીમે રહીને મંદિરનાં દ્વાર ઉઘાડયાં.

કેટલીકવાર સુધી તો કોઇના મોંમાંથી શબ્દ ન નીકળ્યો. સર્વ લોક અવાક્ થઇ ગયા. દર્શન કરનારાઓએ પ્રતિમાની પીઠ પોતાના તરફ દીઠી, અને મોં અવળું થઇ ગયેલું જોયું. એકાએક લોકસમૂહમાંથી રોવા કકળવાનો અવાજ આવવા લાગ્યો, "મા એકવાર અમારા સામી ફરીને જો. અમે શો અપરાધ કર્યો છે?" ચારે તરફથી "મા ક્યાં ગઇ, મા ક્યાં ગઇ"નો કોલાહલ મચી રહ્યો. પ્રતિમા તો પત્થરની હતી, તે તેની મેળે શી રીતે ફરી શકે. કેટલાક બેહોશ થઇને ગબડી [illegible]ા. બાળકો કાંઇ ન સમજવાથી રડી પડયાં, કેટલાક વૃદ્ધો, માતૃહીન નાનાં બાળકોની માફક ડસકે ડસકે રડવા લાગ્યા. "ઓ મૈયા, અરે મૈયા, અમારો ત્યાગ કરીને ક્યાં જતી રહી." સ્ત્રીઓના પાલવ ખસી ગયા. માથા ઉપરનાં લુગડાં ખસી ગયાં. સર્વ

વિકળ થઇને રડવા લાગી. જુવાન માણસો પોતાના ઉચ્ચ અવાજે કંમ્પિત સ્વરે બોલવા લાગ્યા, " મા, તને અમે પાછી લાવીશું. અમે તને છોડીશું નહિ. "

એક ગાંડો માણસ ગાવા લાગ્યો.

માતા તો આપણી તેજ, છે પથ્થરની મૂરત!
નહિ તેથી તેણે જોઈ, બાળકોની સૂરત. (મોં)

મંદિરના દ્વાર આગળ ઉભેલાં સર્વ માણસો મા કહી કહીને વિલાપ કરવા લાગ્યા, પણ દેવીની મૂર્ત્તિ જેમની તેમ વિમુખ ભાવથી જ ઉભી રહી. બપોરનો તાપ ઘણો જ સખ્ત હતો, છતાં ભૂખ્યા અને તરસ્યા લોકોએ રોકકળ કરવાનું છોડયું નહિ.

ત્યારે જયસિંહે થથરતા પગે રઘુપતિની પાસે આવીને કહ્યું:– " પ્રભો ! શું હું એક જરા પણ ન બોલી શકું ?"

રઘુપતિ પોતાની આંગળી ઉંચી કરીને કહ્યું:–" નહીં, એક અક્ષર પણ નહીં. "

જયસિંહે કહ્યું:–" શું તેમાં સંદેહનું કાંઇ કારણ ન હોઈ શકે ?"

રઘુપતિએ જોરથી કહ્યું, " નહિ. "

જયસિંહ જોરથી બોલ્યો, " શું સર્વ લોક તે ઉપર વિશ્વાસ રાખશે ?"

રઘુપતિએ પોતાની તીક્ષ્ણ દૃષ્ટિથી જયસિંહને દગ્ધ કરતો હોય તેમ બોલ્યો:–" હા. "

જયસિંહ પોતાની છાતીસરસો હાથ રાખીને બોલ્યો:–" મારૂં કાળજુ ફાટી જાય છે. " એટલું કહીને તે, તે ભીડમાંથી બહાર નીકળી ગયો.

———

## પ્રકરણ ચૌદમું.

### ગોવિંદ માણિક્ય અને ધ્રુવનો વિનોદ.

આજે અશાડ સુદ ચૌદશ છે. આજ રાત્રે જ ચૌદ દેવતાઓની પૂજા થવાની છે. આજ સવાર સુધી તો વનમાં જ્યાં સૂર્ય ઉદય થયો ત્યાં સુધી પૂર્વ દિશામાં વરસાદનાં ચિન્હ જણાતાં નહોતાં. સૂર્યના સોનેરી કિરણોથી પ્રસરાયલા આનંદમય ઉપવનમાં જઇને જયસિંહ જ્યારે બેઠો, ત્યારે તેને પોતાની સર્વ જુની વાતો યાદ આવવા લાગી. આ ઉપવનમાં, આ પથ્થરના બનેલા મંદિરનાં પાષાણનાં પગથીયાંની વચમાં, ગોમતી નદીના તીરે, આ વિસ્તૃત વડની છાયામાં, તે છાયાથી ઘેરાયલા કોતરની ધારમાં, પોતાના નાનપણનો સમય સુખપ્રદ સ્વપ્નવત્ સાંભળવા લાગ્યો. જે સર્વ મનોમુગ્ધ કરીને પ્રિય દેખાવ તેના બાલ્યકાળને સ્નેહપૂર્વક અટકાવી રાખતાં હતાં તે સર્વ આજ હસી રહ્યાં છે, અને તેને પાછાં પોતાની પાસે બોલાવી રહ્યાં છે પણ તેનો આત્મા ઉત્તર આપે છે કે, હું યાત્રા કરીને બહાર આવ્યો છું. હું વિદાઇ થઇ ગયો છું. હવે હું પાછો નહિ વળું, સફેદ પથ્થરના મંદિર ઉપર સૂર્યનાં કિરણો પડી રહ્યાં છે, અને તેની ડાબી તરફની દિવાલ ઉપર બોરસળીના ઝાડની ઝુલતી ડાળીઓની ચંચળ છાયા નાચી રહી છે. બાલ્યાવસ્થામાં આ પત્થરના મંદિરને જે પ્રકારે સચેતન કરીને તે જાણતો હતો, તે પગથીયાંની વચ્ચે બેસીને જ્યારે તે રમતો હતો, ત્યારે તે પગથીયાંને પોતાનાં સોબતી તરીકે જે પ્રકારે માનતો તેજ રીતે આજે પ્રાતઃકાલના સૂર્યનાં કિરણોથી મંદિરને સચેતન જોઇ તે પગથીયાંને પોતાના સાથી તરીકે માનીને તે બાલ્યકાળની

દૃષ્ટિથી જોવા લાગ્યો. મંદિરની અંદર દેવીને આજે ફરી મા કહીને બોલાવવાની તેને ઇચ્છા થવા લાગી પણ ભારે ગ્લાનિથી તેનું હૃદય ભરાઇ આવ્યું. તેની બન્ને આંખમાંથી આંસુની ધારા વ્હેવા લાગી.

રઘુપતિને આવતો જોઇ જયસિંહે આંખોનાં આંસુ લોહી નાંખ્યાં અને ગુરૂને પ્રણામ કરીને ઉભો થઈ ગયો. રઘુપતિએ કહ્યું, આજ પૂજાનો દિવસ છે. દેવીના પગે પડીને પતિજ્ઞા કરી હતી. તે યાદ છે?

જયસિંહ:—"યાદ છે."

રઘુપતિઃ—"પ્રતિજ્ઞાનું પાલન કરશો ને?"

જયસિંહ:—"હા."

રઘુપતિ—"જોને બેટા! સાવધાનીથી કામ કરજે! જાણી જવાનો ભય છે. મેં તારા રક્ષણનો વિચાર કરીને જ રાજાની વિરૂદ્ધ પ્રજાને ઉશ્કેરી છે."

જયસિંહ છાનોમાનો રઘુપતિના મોં સામું જોવા લાગ્યો. તેણે કાંઇ પણ જવાબ ન આપ્યો. રઘુપતિ તેના માથા ઉપર હાથ મૂકીને બોલ્યો, "મારા આશિર્વાદથી તું તારૂં કામ નિર્વિઘ્ને સિદ્ધ કરી શકીશ અને દેવીની આજ્ઞાનું પાલન કરી શકીશ." આટલું કહીને રઘુપતિ ચાલ્યો ગયો.

દિવસના ત્રીજે પહોરે એક ખંડમાં બેસીને રાજા ધ્રુવની સાથે વિનોદ કર્યા કરે છે. ધ્રુવની આજ્ઞાનુસાર રાજા એકવાર માથેથી મુગટ ઉતારે છે, વળી પાછો પહેરે છે. મહારાજાના આ કિલષ્ટ વ્યાપારને જોઇને ધ્રુવ હસતો હસતો વ્યાકુળ થઇ જાય છે. રાજા હસતાં હસતાં બોલ્યો, "હું અભ્યાસ કરૂં છું કે જેની આજ્ઞાથી આ મુગટ જેવી રીતે સહેલાઇથી પહેરી શકું છું, તેની જ આજ્ઞાથી આ

મુગટ તેવી જ રીતે સહેલાઇથી ઉતારી શકું. મુગટ પહેરવો કઠિન છે, પણ તેને ઉતારવો એ તેથી પણ વધુ કઠિન છે."

ધ્રુવના મનમાં એક ભાવ ઉદય થયો. કેટલીકવારે તે રાજાના સામું જોઇને પોતાના મોંમાં આંગળી ઘાલીને બોલ્યો:—" તમે લાજા છો. " રાજા શબ્દમાં " ર " અક્ષરને ઉડાવી દેવાથી ધ્રુવના મનમાં જરા પણ અનુતાપ ન થયો. રાજાના મોં આગળ રાજાને " લાજા " કહીને તેણે પોતાના જીવનમાં પૂર્ણરૂપે આનંદ પ્રાપ્ત કરી લીધો.

રાજા ધ્રુવની આ ધૃષ્ટતાને સહન ન કરતાં બોલ્યા:—તું "લાજા."

ધ્રુવ:—" તમે લાજા. "

આ વિવાદનો અંત ન આવ્યો. કોઇ તરફનું કાંઇ પણ પ્રમાણ નહોતું, પણ માત્ર દૈહિક બળ ઉપર વાત ચાલી રહી હતી. આખરે રાજાએ પોતાનો મુગટ લઇને ધ્રુવના માથે મૂકી દીધો. જેથી ધ્રુવને કાંઇ બોલવાનું રહ્યું જ નહિ.

તેની સંપૂર્ણપણે હાર થઈ. ધ્રુવના મોંનો અડધો ભાગ આ મુગટની નીચે ઢંકાઇ ગયો. ધ્રુવે પોતાના મુગટવાળા મોટા માથાને ઝુલાવીને મુગટ રહિત રાજાની ઉપર હુકમ ચલાવ્યો:—" કોઇ એક વાત કહો. "

રાજા:—" કઇ વાત કહું. "

ધ્રુવ:—" બ્હેનવાળી વાત કહો. " ધ્રુવ દરેક વાતને બ્હેનવાળી વાત માનતો હતો. તે સમજતો હતો કે, બ્હેન જે વાતો તેને સંભળાવતી હતી તેના જેવી બીજી કોઇ વાતો દુનિયામાં નહોતી.

ત્યારે રાજાએ પુરાણમાંની એક મોટી કથા કહેવાનો આરંભ કર્યો, તે કહેવા લાગ્યા કે, " હિરણ્યકશ્યપુ નામનો એક રાજા હતો. "

રાજાનું નામ સાંભળીને ધ્રુવ બોલી ઉઠયો:—" લાજા તો હું છું. "

પોતાના હાલમડોલા કરતા વિશાળ મુગટના જોરથી હિરણ્યકસ્યપુના રાજત્વને તેણે એકવાર તો નામંજુર કરી દીધું.

ખુશામતી સભાસદોની માફક ગોવિંદમાણિક્ય તે મુગટધારી બાળકને રાજી રાખવાના અભિપ્રાયથી બોલ્યાઃ—" તું પણ લાજા અને તે પણ લાજા. "

આખરે જ્યારે મહારાજાએ કહ્યું કે, હિરણ્યકસ્યપુ લાજા નહોતો પણ તે લાક્કસ ( રાક્ષસ ) હતો, ત્યારે ધ્રુવે તેમાં અડચણ ન લીધી.

તેજ વખતે નક્ષત્રરાય તેજ ખંડમાં આવી પહોંચ્યો અને બોલ્યો. " સાંભળ્યું છે કે, મહારાજાએ કાંઇક રાજકાજને માટે મને બોલાવ્યો છે, હું આપના હુકમની રાહ જોઉં છું. "

રાજાએ કહ્યુંઃ—" જરા ઉભા રહો, આ વાતને પુરી કરી દેવા દો. " એમ કહીને રાજાએ થોડી જ વારમાં તે વાત ધ્રુવને પુરી કહી સંભળાવી. " લાક્ચ્છસ ( રાક્ષસ ) દુષ્ટ હતો. " આ પ્રકારે ધ્રુવે વાત સાંભળીને પોતાનો અભિપ્રાય જણાવ્યો.

ધ્રુવના માથા ઉપર મુગટ જોઇને નક્ષત્રરાયને ઠીક ન લાગ્યું. ધ્રુવે જ્યારે જોયું કે નક્ષત્રરાયની દૃષ્ટિ તેના તરફ છે, ત્યારે તેણે નક્ષત્રરાયને ધૈર્યથી કહી દીધું કેઃ—" હું લાજા છું. "

નક્ષત્રરાયે કહ્યુંઃ—" છટ, એવું બોલવું નહિ. " એમ કહીને તે ધ્રુવના માથા ઉપરથી મુગટ ઉતારીને રાજાના હાથમાં આપવા તૈયાર થયો. ધ્રવ મુગટ જતો રહેવાનાં ચિન્હ જોઇ સાચા રાજાની માફક બૂમો પાડવા લાગ્યો. ગોવિંદમાણિક્યે તેના ઉપર આવેલી આફતથી તેનો બચાવ કર્યો અને તેમણે નક્ષત્રરાયને મુગટ ઉતારવા ન દીધો.

તે પછી ગોવિન્દમાણિક્યે નક્ષત્રરાયને કહ્યુંઃ—" સાંભળ્યું છે કે રઘુપતિ ઠાકુર ઘણી રીતે પ્રજામાં અસંતોષ ફેલાવી રહ્યો છે. તમે જાતે

શહેરમાં જઇને એ વાતની તપાસ કરો અને મને જણાવો કે એ વાત સાચી છે કે જુઠી ?"

"જેવી આજ્ઞા." કહી નક્ષત્રરાય ચાલ્યો ગયો. ત્યાંથી ગયો તો ખરો પણ ધ્રુવના માથે મુગટ મુક્યો હતો તે તેને બિલકુલ ગમ્યો નહિ.

તે પછી પહેરેદારે આવીને કહ્યું કેઃ—"પુંજારીજીનો સેવક જયસિંહ હજુરમાં હાજર થવાને માટે બહાર ઉભો છે."

રાજાએ કહ્યું:—"તેને આવવા દો."

જયસિંહ મહારાજને પ્રણામ કરીને હાથ જોડી બોલ્યોઃ—"મહારાજ, હું ઘણેજ દૂર દેશમાં જવાની તૈયારી કરૂં છું. આપ મારા રાજા છો, મારા ગુરૂ છો જેથી આપનો આશીર્વાદ લેવાને આવ્યો છું."

રાજાએ પૂછ્યું:—"જયસિંહ ક્યાં જશો."

જયસિંહે કહ્યું:—"મહારાજ, મને ખબર નથી કે હું ક્યાં જઇશ. તેમજ તે કોઇ કહી શકે તેમ પણ નથી." રાજા કાંઇ કહેવા જતા હતા તેવામાં જયસિંહ પાછો બોલ્યો:—"મહારાજ, આપ મને રોકશો નહિ. આપના રોકવાથી મારી યાત્રા સફળ નહિ થાય. આશીર્વાદ આપો કે અહીં જે મને સંદેહ ઉત્પન્ન થયા છે તે ત્યાં દૂર થાય. અહીં જે મારા ઉપર એક રીતે વાદળ છવાઇ ગયું છે તે વિખેરાઇ જાય. આપના જેવા રાજાના રાજ્યમાં જઇને રહું અને શાન્તિ સુખનો અનુભવ કરી શકું તે માટે મને રજા આપો."

રાજાએ પૂછ્યું:—"ક્યારે જશો."

જયસિંહે કહ્યું:—"આજ સાંજે મહારાજ, સમય વધુ નથી. જેથી હવે હું આપની પાસેથી વિદાય થઉં છું. એમ કહી જયસિંહે રાજાને પ્રણામ કરીને તેમના પગની ધુળ માથે ચઢાવી. રાજાના પગ ઉપર જયસિંહની આંખમાંથી આંસુ ટપકી પડયાં."

જયસિંહ જ્યારે જવાને માટે તૈયાર થયો ત્યારે ધ્રુવે ધીરે ધીરે તેની પાસે જઇને, તેનું કપડું ખેંચીને કહ્યું, "તમે ન જશો."

જયસિંહ હસીને ઉભો રહ્યો, અને ધ્રુવને ઉંચકી છાતી સરસો ચોંપી, તેના મુખ પર બચી કરીને કહ્યું, "હું કોની પાસે રહું ? અહીં મારૂં કોણ છે ?"

ધ્રુવે કહ્યું:—"હું રાજા છું."

જયસિંહે કહ્યું,:—"તમે રાજાના પણ રાજા છો. તમે તમારા પ્રેમમાં સર્વને મગ્ન કરી દીધા છે" આમ કહી ધ્રુવને નીચે ઉતારી જયસિંહ તે ખંડમાંથી બહાર નીકળી ગયો. મહારાજ ગંભીર ભાવથી ઘણી વાર સુધી કાંઇક વિચાર કરવા લગ્યા.

## પ્રકરણ પંદરમું.

### જયસિંહનું બલિદાન.

આજે ચતુર્દશી છે. વરસાદ ચઢી આવ્યો છે. ચંદ્રમાનો ઉદય થઇ ગયો છે. આકાશમાં કંઇક પ્રકાશ અને કંઇક અંધકાર જણાય છે. ચંદ્ર કદી બહાર નીકળે છે તો કદી વાદળમાં છુપાઇ જાય છે. ગોમતીના કિનારાનાં પ્રાણિયો ચંદ્રમાની તરફ જોઇને પોતાના ઘોર અંધકારને મર્માહિત કરી વચ્ચે વચ્ચે દીર્ઘ શ્વાસ લઇ રહ્યાં છે.

આજ રાત્રે લોકોને પોતાના ઘરમાંથી બહાર નીકળવાની મનાઇ છે. રાતની વખતે રસ્તામાં હોય જ કોણ ! તોપણ આજ તો મનાઇ છે જેથી રસ્તાની જનશૂન્યતા તેથી પણ અધિક ગંભીર જણાય છે. શહેરના સર્વ લોકોએ પોતાના ઘરનાં દ્વાર બંધ કરી દીધાં છે. રસ્તામાં

એક પણ ચોકીદાર નથી. આજે ચોર પણ ઘરમાંથી બહાર નીકળી શકતા નથી. જેને મુડદુ બાળવા સ્મશાનમાં જવું પડે છે તેમને પણ તેને ઘરમાં રાખી મૂકી સવાર સુધી રાહ જોવી પડે છે. જેના ઘરમાં બાળક મરણ પથારીએ હોય તે પણ વૈદ્યને બોલાવાને માટે આજે બહાર નીકળી શકતા નથી. જે ભિખારીઓ રાત દિવસ જંગલમાં ઝાડની નીચે સુઇ રહેતા તેઓ પણ આજ ગૃહસ્થોની ગૌશાળામાં આવીને પડી રહ્યા છે.

આ જનશૂન્ય રાત્રે ગીધ અને કુતરાં શહેરના રસ્તામાં આમ તેમ ફર્યા કરે છે. બે એક ચિત્તા, અને વાઘ, ગૃહસ્થોના દરવાજાની પાસે આવીને તાકી રહ્યા છે. મનુષ્યોમાં માત્ર એક જ વ્યક્તિ આજે ઘરની બહાર ફરે છે. બીજું કોઈ બહાર નથી. તે એક છરી લઇને નદીના કિનારે પથ્થર ઉપર તેની ધાર ઘસીને તેજ કર્યા કરે છે અને મનમાં ને મનમાં કાંઇક વિચાર કર્યા કરે છે. છરીની ધાર તેજ થઇ હતી, પણ તે છરીની ધાર તેજ કરવાની સાથે પોતાના માનસિક વિચાર પર પણ સાન ચઢાવ્યા કરતો હતો, તેથી તેનું તે કાર્ય પુરૂ થયું નહોતું. પથ્થર સાથે વારંવાર ઘસવાથી તે તેજ છરી હીસ્ હીસ્ શબ્દ કરતી હિંસાની લાલસાથી ગરમ થઇ રહી છે. અંધકારની વચ્ચે અંધકારની ધારા વહી રહી છે. સંસારની ઉપરથી અંધકારમય રાતના પહોર વહ્યાં કરે છે. અને માથાના ઉપર આકાશ મંડળમાં ઘન કાળાં વાદળાં ફર્યા કરે છે.

આખરે જ્યારે મૂશળધાર વરસવા લાગ્યો, ત્યારે જયસિંહને ભાન આવ્યું. તે ગરમ છરીને મ્યાનની અંદર ઘાલીને તે ઉભો થયો. પૂજાનો સમય આવી પહોંચ્યો છે. તેને પોતાની પ્રતિજ્ઞાની વાત યાદ આવી. હવે એક ક્ષણ પણ વિલંબ કરવો યોગ્ય નથી.

હજારો દીવાથી આજે મંદિર ઝગમગી ઉઠ્યું છે. તેર દેવતાઓની મધ્યે કાલિકાદેવી ઉભી રહીને મનુષ્યરક્તને માટે જીભ બહાર લટકાવી રહી છે. મંદિરના અન્ય માણસોને વિદાય કરીને ચૌદ દેવતાઓની મૂર્તિયોની સામે રઘુપતિ એકલો મંદિરમાં બેઠો છે. તેની આગળ એક મોટું ખડ્ગ રાખેલું છે. તે સ્થિર વજ્રના જેવું ચળકતું ઉઘાડું ખડ્ગ દીવાના પ્રકાશમાં ચળકાટ કરતું દેવીની આજ્ઞાનું પાલન કરવાની રાહ જોઈ રહ્યું છે.

અર્ધીરાત્રે પૂજા થશે. સમય બારીક છે. રઘુપતિ ઘણા જ વ્યાકુળ ચિત્તે જયસિંહની આવવાની વાટ જોઇ રહ્યા છે.

એકાએક પવન સુસવાટા કરવા લાગ્યો. મૂશળધાર વરસાદ વરસવા લાગ્યો. હવાના ઝોકાથી મંદિરના સર્વ દીવાઓની શિખાઓ નાચવા લાગી. નાગી તલવારના ઉપર વિજળી ચમકવા લાગી. ચૌદ દેવતાઓ અને રઘુપતિનો પડછાયો જાણે જીવતા માણસની માફક દીપકજ્યોતિયોની તાલ અનુસાર મંદિરની દિવાલોપર નાચવા લાગ્યા.

એક મૃત મનુષ્યની ખોપરી તેજ હવાના ઝોકાથી ઘરભંરમાં હાલમડોલા થવા લાગી. સુકાં પાંદડાં ઉડીને મંદિરની અંદર એકાએક વા વંટોળીયાના જોરથી ઉડવા લાગ્યાં.

અર્ધીરાત થઇ ગઇ, પ્રથમ નજીક, પછી દૂર, એમ દૂરને દૂર શિયાળવાં બોલવા મંડયાં. પવન પણ તેમની સાથે સૂસવાટ કરવા લાગ્યો. પૂજાનો સમય થઇ જવા આવ્યો છે. રઘુપતિ અશુભના ભયથી ગભરાઇ ગયો છે. એવા વખતે જયસિંહે વીજળીની માફક અર્ધીરાત્રે અંધકારમાંથી નીકળી મંદિરના પ્રકાશમાં પગ મૂક્યો. લાંબી ચાદરથી શરીર ઢાંકી દીધું છે. આખું શરીર વરસાદથી પલળી ગયું છે. શ્વાસ તીવ્ર ગતિથી ચાલી રહ્યો છે, આંખની પુતળીમાંથી જાણે કે

આગની તણખીઓ ઉડી રહી છે. જેવો તે મંદિરમાં આવ્યો કે તુરતજ રઘુપતિએ તેને પકડીને તેના કાન પાસે મોં રાખીને પૂછ્યું:— "રાજરક્ત લાવ્યો છું ?"

જયસિંહ તેનો હાથ વેગળો કરીને ઉચ્ચ સ્વરે બોલ્યો, લાવ્યો છું તમે વેગળા ખસો, હું દેવીને પ્રાર્થના કરવા ઇચ્છું છું તેના આ શબ્દોથી જાણે મંદિર કંપી ઉઠયું હોય એમ જણાયું. તેણે દેવીની મૂર્ત્તિની સામે ઉભા રહીને કહ્યું, "જગદંબિકે, ખરેખર તું જ તારા સંતાનનું રક્ત માગે છે ? રાજ રક્ત ન મળવાથી શું તરસ નહીં જ મટે ? હું જન્મથી જ તને મા કહીને માનતો આવ્યો છું, હું કોઇ બીજાની પરવા રાખતો નહોતો, મારા જીવનનો બીજો ઉદ્દેશ પણ નહોતો હું રાજ પુત્ર છું, હું ક્ષત્રિય છું. મારા પરદાદા રાજા હતા. મારા માતા મહના વંશજો હજુ પણ રાજ શાસન કરી રહ્યા છે. તો તારા સંતાનોનું રક્ત શું આ નથી. ? તારૂં રાજ રક્ત શું આ નથી ?" ચાદર શરીર ઉપરથી ખસી ગઇ, કમરમાંથી છરી કાઢી, જાણે વિજળી ચમકી ઉઠી હોયતેમ એક જ પળમાં તેણે પોતાની છાતીમાં છરી ખોસી દીધી. મૃત્યુના દાંત તેના કલેજામાં પેસી ગયા. તે પછાડ ખાઇને પ્રતિમાના પગ પાસે ગબડી પડ્યો. છતાં પથ્થરની મૂર્ત્તિ જરા પણ ન હાલી.

આ જોઇ રઘુપતિ ગભરાઇ ગયો, તેણે જયસિંહને ઉભો કરવાને યત્ન કર્યો પણ તે ઉઠી શક્યો નહિ. આખરે તેની લાશ ઉપર ગબડી પડ્યો. લોહી મંદિરનાં શ્વેત પથ્થરનાં પગથીયાં પર વહેવા લાગ્યું. એક એક સર્વ દીવા હોલાઇ ગયા. આ અંધકારમાં આખી રાત એક પ્રાણીનો શ્વાસ લેવાનો શબ્દ સંભળાવા લાગ્યો. રાતના ત્રીજા પહોરે પવન થંભ્યો. ચારે તરફ શાંતિ છવાઇ ગઇ, રાતના પાછલા પહોરમાં વાદળમાંથી ચંદ્રમાના પ્રકાશે મંદિરની અંદર પ્રવેશ કર્યો.

ચંદ્રમાનાં કિરણો જયસિંહના વિવર્ણ મુખ ઉપર પડ્યાં. ચૌદે દેવતા જાણે આ બનાવ જોતા હોય એમ જણાવા લાગ્યું. સવારે જ્યારે જંગલમાંથી ચકલીયો ચકમક કરતી બહાર નીકળી ત્યારે રઘુપતિ જયસિંહના મૃત શરીર ઉપરથી ઉઠી ગયો.

## પ્રકરણ સોળમું.

### નક્ષત્રરાયનો ગભરાટ.

રાજાની આજ્ઞાનુસાર પ્રજાની અપ્રસન્નતાનું કારણ શોધવાને માટે નક્ષત્રરાય જાતે સવારમાં બહાર નીકળ્યો, ત્યારે તેના મનમાં એ વિચાર થવા લાગ્યો કે, મંદિરમાં શા માટે જઉં. રઘુપતિની આગળ જવાથી તે એક રીતે ચંચળ બની જતો અને પોતાને કબજે રાખી શકતો નહિ:—

જેથી રઘુપતિની પાસે જવાની તેની બિલકુલ ઇચ્છા નહોતી. આથી તેણે પોતાના મનમાં નક્કી કર્યું કે રઘુપતિની નજર ચૂકાવીને ગુપચુપ જયસિંહ પાસે જઉં અને તેની મારફતે શું બને છે તેની ખબર મેળવી લાવું.

નક્ષત્રરાયે ધીરે ધીરે જયસિંહની કોટડીમાં પ્રવેશ કર્યો, પ્રવેશ કરતાંની સાથેજ સમજ્યો, કે પાછા જતા રહેવામાંજ કુશળ છે. જોયું તો જયસિંહનાં પુસ્તકો, તેનાં કપડાં, અને તેનાં ઘરેણાં તથા બીજો સામાન ચારે તરફ આમતેમ વિખરાયલો પડેલો છે. વચ્ચે રઘુપતિ બેઠેલો છે. જયસિંહનો પત્તો નથી, રઘુપતિની લાલચોળ આંખો અંગારાની માફક બળી રહી છે. માથાના વાળ છુટા વિખરાયલા છે.

નક્ષત્રરાયને જોતાં જ ખૂબ જોરથી મુઠ્ઠી કસીને રઘુપતિએ તેનો હાથ પકડ્યો અને જબરજસ્તીથી તેને જમીન ઉપર બેસાડ્યો. નક્ષત્રરાયના તો હોશ ઉડી ગયા. રઘુપતિ પોતાની લાલ લાલ આંખો વડે નક્ષત્રરાયના અંગ પ્રત્યંગ, હૃદય પર્યંત દગ્ધ કરતો ગાંડાની માફક બોલ્યો, "રક્ત ક્યાં છે ?" આ સાંભળી નક્ષત્રરાયના હૃદયમાં જાણે લોહીના તરંગો ઉછળવા લાગ્યા. શરીર ધડકવા લાગ્યું. મોંમાંથી કાંઇ વાત ન નીકળી.

રઘુપતિએ ઉચ્ચ સ્વરે કહ્યું, "તારી પ્રતિજ્ઞા ક્યાં ગઇ! રક્ત ક્યાં છે ?"

નક્ષત્રરાય હાથ પગ હલાવવા લાગ્યો, અને ખસીને ડાબી તરફ બેઠો પછી તે પોતાના કપડાનો છેડો હાથમાં લઇને ખેંચવા લાગ્યો. તેના શરીરે પરસેવો પરસેવો થઇ રહ્યો. તે શુષ્ક મુખે બોલ્યો, "પુરોહિતજી !" રઘુપતિએ કહ્યું, "આ વખતે તો દેવીએ જાતે તલવાર ઉઠાવી છે. હવે તો ચારે તરફ લોહીની ધારા વ્હેશે. આ વખત તો તમારા વંશમાંથી એક ટીપું પણ લોહીનું બચશે નહિ. ત્યારે જ હું નક્ષત્રરાયનો ભ્રાતૃ સ્નેહ જોઇશ."

ભ્રાતૃસ્નેહ, હા, હા, હાઃ નક્ષત્રરાયના મુખમાંથી આ પ્રકારે પ્રથમની માફક કાંઇ બોલાયું નહિ. તેનું મોં સુકાઇ ગયું.

રઘુપતિએ કહ્યું, "મારે ગોવિંદ માણિક્યનું રક્ત જોઇતું નથી. આ સંસારમાં ગોવિંદ માણિક્યને પ્રાણથી પણ અધિક જે પ્રિય છે તેનું લોહી જોઇએ છીએ. તેનું લોહી લઇને હું ગોવિંદ માણિક્યના શરીરે તેનો લેપ કરવા ઇચ્છુ છું. તેથી તેની છાતી લાલ થઇ જશે. તે લોહીનો ડાઘ કોઇ પણ પ્રકારે ધોવાશે નહિ. આ જો, આંખો ઉઘાડી જો." એમ કહીને તેણે ઓઢેલી ચાદર ખસેડી, જેથી તેનું

આખું શરીર લોહીમાં ખરડાયલું, અને તેની છાતીની વચ્ચે લોહી જામી ગયેલું તેને જણાયું.

નક્ષત્રરાય આ જોઇને તો ગાભરો બની ગયો. તેના હાથ પગ કંપવા લાગ્યા. રઘુપતિ વજ્રની માફક કઠોર મુઠ્ઠીમાં નક્ષત્રરાયનો હાથ દબાવીને બોલ્યોઃ–"તે કોણ છે? ગોવિંદ માણિક્યને પ્રાણથી પણ વધુ પ્રિય કોણ છે? કોનો નાશ થવાથી ગોવિંદ માણિક્યની આંખમાં આ સંસાર સ્મશાનવત્ જણાશે અને તેના જીવનનું લક્ષ્ય જતું રહેશે. સવારે પથારીમાંથી ઉઠીને કોનું મોં જોવાનું તેને યાદ આવે છે? કોનું સ્મરણ કરતાં કરતાં તે સુઈ જાય છે? તેના હૃદયરૂપી મંદિરમાં સંપૂર્ણ રૂપે વ્યાપ્ત થઇને કોણ વિરાજી રહે છે? તે કોણ છે? શું તે તું છે? એટલું કહીને, વાઘ જેમ તલપ મારતા પહેલાં ભયથી કંપતા હરણના બચ્ચાની તરફ જેવી રીતે એક ટસે જોઇ રહે છે તેવી રીતે રઘુપતિએ નક્ષત્રરાયના તરફ જોયું.

નક્ષત્રરાય એકદમ બોલી ઉઠયો. "ના, તે હું નહીં," પણ રઘુપતિની મુઠ્ઠીને છોડાવી શકયો નહિ."

રઘુ—"તો કહે કે તે કોણ છે?"

નક્ષત્ર—"તે ધ્રુવ છે."

રઘુપતિ—"ધ્રુવ કોણ છે?"

નક્ષત્ર—"તે એક બાળક."

રઘુપતિ બોલ્યો, "હું જાણું છું, તેને જાણું છું. રાજાનો તે પુત્ર નથી, છતાં પણ તેનું પુત્રની માફક લાલનપાલન કરે છે. લોક પોતાના બાળકોની સાથે કેવો સ્નેહ રાખે છે, તે હું જાણતો નથી, પરંતુ રક્ષણ કરેલા સંતાનને પ્રાણથી પણ વધુ પ્રિય ગણીને લોકો તેની સાથે સ્નેહ રાખેછે એ હું જાણું છું. પોતાની સઘળી સમ્પત્તિ કરતાં

પણ રાજા તેના સુખને વિશેષ કરીને માને છે. પોતાના માથા ઉપર મુગટ ધારણ કરવા કરતાં પણ તેના માથાનો મુગટ જોઇને રાજાને અધિક હર્ષ થાય છે."

નક્ષત્રરાય આશ્ચર્ય પામીને બોલી ઉઠયો, "બરાબર છે."

રઘુપતિ—"ઠીક નહિ તો શું? રાજા તેની સાથે કેટલે દરજ્જે પ્રેમ રાખે છે તે શું હું નથીજાણતો? તેને શું હું નથી સમજી શકતો? હું પણ તેને ચાહું છું."

નક્ષત્રરાય, "હા" કહીને રઘુપતિની તરફ જોવા લાગ્યો, અને પોતાના મનમાં કહેવા લાગ્યો, "હું પણ તેને ચાહું છું."

રઘુપતિએ કહ્યું, "તેને લાવવોજ પડશે. આજજ લાવવો પડશે. આજ રાત્રેજ તેને લાવવો જોઇશે." નક્ષત્રરાય પ્રતિધ્વનિની માફક બોલ્યો, "આજ રાત્રેજ તેને લાવવો જોઇએ."

નક્ષત્રરાયના મોંની સામે કેટલીકવાર સુધી જોઇને રઘુપતિએ કાંઇક કોમળ સ્વરે કહ્યું, "એજ છોકરો તારો દુશ્મન છે, શું તું તે જાણે છે? તું રાજવંશમાં ઉત્પન્ન થયો છે. તેમાં કોણ જાણે ક્યાંનો તે એક અપરિચિત–કુળશીલ બાળક તારા માથાનો મુગટ છીનાવી લેવાને આવ્યો છે, તે શું તું નથી સમજતો? જે રાજ સિંહાસન તારે માટે જોઈ રહ્યું હતું, તે સિંહાસન ઉપર તેને માટે જગ્યા નક્કી થઇ ચુકી છે. બે આંખો હોવા છતાં પણ તને શું તે નથી સુઝતું?"

નક્ષત્રરાયને માટે એ સર્વ વાતો નવી નહોતી. તેણે પહેલાંજ આ વિષે વિચાર કર્યો હતો. તે જોરથી બોલ્યો, "આપને હવે કાંઇ કહેવાનું નહીં રહે, શું હું તે સર્વ વાત નથી જાણતો?"

રઘુપતિએ કહ્યું, "ત્યારે બીજું શું, તેને લઇ આવો કે પછી હું તારા સિંહાસનનો કાંટો દૂર કરી દઉં. દિવસ આથમ્યા પછી તેને તું કઇ વખતે અહીં લાવશે ?"

નક્ષત્રરાય—"આજ સાંજે અંધારૂં થઇ ગયા પછી લાવીશ."

રઘુપતિ—જનોઇ ઝાલીને બોલ્યો, "જો નહીં લાવો તો બ્રાહ્મણનો શાપ લાગશે. જે મુખથી પ્રતિજ્ઞા કરીને તેને પુરી નહીં કરો, તો જાણજો કે ત્રણ દિવસની અંદરજ તે મુખનું માંસ ગીધ ખાવા મંડશે."

આ સાંભળીને નક્ષત્રરાયે ચમકીને પોતાના મોં ઉપર હાથ ફેરવ્યો, અને કોમળ મોં પર ગીધના ચંચુ પ્રહારની ભાવના તેને અસહ્ય જણાવા લાગી. રઘુપતિને પ્રણામ કરીને તે ઝટપટ ત્યાંથી ચાલી ગયો. તે ઘરમાંથી નીકળી ખુલ્લી હવા, પ્રકાશ અને જનસમાજમાં જઇને નક્ષત્રરાયને પુનર્જીવન પ્રાપ્ત કર્યું.

---

## પ્રકરણ સત્તરમું.

### ધ્રુવનું બલિદાન માટે હરણ.

તે દિવસે સાંજની વખતે, નક્ષત્રરાયને જોઇને ધ્રુવ "કાકા" કહીને દોડી આવ્યો. તેણે બંને નાના સરીખા હાથથી તેના ગળે વળગી પડી, તેના ગાલ આગળ ગાલ અને મોંની પાસે મોં રાખીને ચુપકીથી કહ્યું:—"કાકા."

નક્ષત્રરાયે કહ્યું, "ચુપ, તે વાત ન બોલતો. હું તારો કાકો નથી." ધ્રુવ આટલા દિવસથી રોજ તેને કાકો કહીને જ બોલાવતો હતો. છતાં આજ તેને તેમ ન કહેવાનું કહેતાં તે મહા અચંબામાં

પડી ગયો. કેટલીક વાર સુધી તો તે ગંભીર ભાવથી ચુપ રહ્યો, પછી થોડી વારે તે નક્ષત્રરાયના મોં સામે જોઇને પૂછવા લાગ્યો કે;–" તો તમે મારા શું થાવ ?"

નક્ષત્રરાયે કહ્યું—" હું તારો કાકો ન થાઉં." એ સાંભળીને ધ્રુવને એકાએક ખડખડ હસવું આવ્યું. આવી અસંભવિત વાત તેણે પહેલાં કદી સાંભળી નહોતી તેથી તે હસીને બોલ્યો, " તમે કાકા થાવ છો," નક્ષત્રરાય જેમ જેમ તેને રોકવા લાગ્યો, તેમ તેમ તે "તમે કાકા" કહેવા લાગ્યો અને વધુ હસવા લાગ્યો. તે નક્ષત્રરાયને એક રીતે કાકા કહીને ચીડાવા લાગ્યો, નક્ષત્રરાયે કહ્યું, " ધ્રુવ, તું તારી બ્હેનને જોવા જઇશ ? ધ્રુવ ઝટ નક્ષત્રરાયના ગળેથી વેગળો ખસી ગયો અને બોલ્યો, " બ્હેન ક્યાં છે ?"

નક્ષત્ર—" દેવીની પાસે."

ધ્રુવ—" દેવી ક્યાં છે ?

નક્ષત્ર—" દેવી એક જગ્યાએ છે. હું તને ત્યાં લઇ જઇશ."

ધ્રુવે તાળી વગાડીને કહ્યું, " કાકા, ક્યારે મને લઈ જશો ?"

નક્ષત્ર—હમણાંજ.

ધ્રુવ ઘણો જ ખુશી થઇને નક્ષત્રરાયને ગળે વળગી પડ્યો.

નક્ષત્રરાય તેને ઉચકીને ઉપર ચાદર ઓઢાડી, ગુપ્ત દ્વારમાં થઈ બહાર લઇ ગયો.

આજ રાત્રે પણ લોકોને બહાર નીકળવાની મનાઇ છે. જેથી રસ્તામાં કોઇ પ્હેરેદાર નથી, કોઇ મુસાફર નથી, માત્ર આકાશમાં પૂર્ણ ચંદ્ર પ્રકાશી રહ્યો છે.

નક્ષત્રરાય મંદિરમાં જઇને ધ્રુવને રઘુપતિના હાથમાં મૂકવા તૈયાર થઇ ગયો. રઘુપતિને જોઇને ધ્રુવ નક્ષત્રરાયના શરીરે જોરથી વળગી

રહ્યો. રઘુપતિએ જબરજસ્તીથી તેની પાસેથી તેને નીચે ઉતાર્યો. ધ્રુવ " કાકા " કહીને રોઇ ઉઠ્યો. નક્ષત્રરાયની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં, પણ રઘુપતિની આગળ પોતાના હૃદયની કોમળતા બતાવતાં તેને ઘણી શરમ આવી ગઇ. તે ચૂપ થઈ ગયો અને પથ્થરની મૂર્ત્તિ માફક ઉભો થઇ રહ્યો. ત્યારે ધ્રુવ રડતો રડતો, બ્હેન, ઓ બ્હેન કહી બૂમો પાડવા લાગ્યો. પણ તેની બ્હેન હતી જ ક્યાં કે બૂમો સાંભળીને આવી શકે. રઘુપતિએ વજ્રની માફક કઠોર સ્વરથી તેને એક લપડાક ચોડી કાઢી, તેથી ધ્રુવ રડતો બંધ પડી ગયો. માત્ર ડસકાં ખાવા લાગ્યો. ચૌદે દેવતા જોતા જ રહ્યા.

ગોવિંદ માણિક્ય અર્ધી રાત્રે સ્વપ્નાવસ્થામાં રડવાનો અવાજ સાંભળતાં જાગી ઉઠ્યા. તેમણે સાંભળ્યું કે, તેમના ઝરૂખાની નીચેથી કોઇ અધીર સ્વરે તેમને " મહારાજ ! મહારાજ !" કહી બોલાવ્યાં કરે છે.

રાજાએ એકદમ ઉઠી ચંદ્રમાના પ્રકાશમાં ધ્રુવના કાકા કેદારેશ્વરને જોઇને પૂછ્યું કે, " શું થયું છે ?"

કેદારેશ્વરઃ—" મહારાજ ! મારો ધ્રુવ ક્યાં છે ? "

રાજાઃ—" કેમ તમારી પાસે નથી ? "

" ના. " કેદારેશ્વર કહેવા લાગ્યા. " જ્યારે મેં ત્રીજે પહોરે ધ્રુવને અહીં ન જોયો ત્યારે તપાસ કરતાં નક્ષત્રરાયના નોકરે મને કહ્યું કે ધ્રુવ મહેલની અંદર યુવરાજની પાસે છે. " એ સાંભળી હું નિશ્ચિત થયો. રાત વધુ જતાં મારા મનમાં સંદેહ ઉત્પન્ન થયો. તપાસ કરતાં ખબર પડી કે " યુવરાજ પોતાના મહેલમાં નથી. મહારાજાની પાસે હાજર થવાને મેં ઘણી તજવીજ કરી પણ દ્વારપાલે મારી વાત ન સાંભળી, જેથી મેં ખડકીની નીચેથી મહારાજાને બૂમો પાડીને જગાડ્યા છે માટે મારા આ અપરાધને ક્ષમા કરશો. "

રાજાના મનમાં વિજળીની માફક એક વિચાર ચમકી ઉઠયો. તેમણે ચાર પહેરદારોને બોલાવીને કહ્યું કે, હથિયારબંધ થઇને મારી સાથે ચાલો. એકે કહ્યું કે " મહારાજ, આજ રાત્રે રસ્તામાં ચાલવાની મનાઇ છે. "

રાજાએ કહ્યું, " હું આજ્ઞા આપું છું. "

કેદારેશ્વર સાથે આવવા તૈયાર થયા. પણ રાજાએ તેમને પાછા જવાનું કહ્યું. અને રાજા પોતે આ જનશૂન્ય રસ્તામાંથી ચાંદનીના અજવાળે મંદિરની તરફ ચાલ્યા.

મંદિરનું દ્વાર જ્યારે સહસા ઉઘડી ગયું ત્યારે જોયું તો સામે તલવાર મૂકીને નક્ષત્ર અને રઘુપતિ બંને મદ્યપાન કરી રહ્યા છે. અજવાળું બરોબર નથી. એક ઝીણો સરખો દીવો બળ્યા કરે છે. ધ્રુવ ક્યાં છે ? ધ્રુવ દેવીની પ્રતિમાની પાસે ઉંઘમાં બેભાન થઇને પડયો છે. તેના ગાલો ઉપર આંસુના ડાઘ સુકાઇ ગયા છે. તેના નીચેનો હોઠ ઉઘાડો છે. મુખ ઉપર ભયનું કોઇ ચિહ્ન નથી. તે જાણે કે પથ્થરની શય્યા પર નહીં પણ પોતાની બ્હેનના ખોળામાં સુતો છે. અને બ્હેને જાણે કે બચી કરીને તેનાં આંસુ સુકવી દીધાં છે એવો દેખાવ જણાવા લાગ્યો.

મદ્યપાન કરવાથી નક્ષત્રનું ભાન રહ્યું નહોતું. તે મસ્તીમાં આવી ગયો હતો. પરંતુ રઘુપતિ સાવધતાથી બેસીને પૂજાના મુહૂર્તની રાહ જોયા કરતો હતો. નક્ષત્રના બકબકાટ ઉપર તેનું કાંઇ પણ ધ્યાન નહોતું. નક્ષત્ર બકતો હતો કે, " પુરોહિત મહાશય, તમે મિથ્યા મનમાં ને મનમાં ડર્યા કરો છો, પણ કાંઇ ડર નથી ડર કેવો, કોનો ડર. હું તમારૂં રક્ષણ કરીશ. તમે ધારો છો કે હું રાજાથી ડરૂં છું પણ હું શાહશુજાથી ડરતો નથી, મને શાહજહાંનો ભય નથી, તમે

કેમ ના કહ્યું, નહીં તો હું રાજાને પકડી લાવત, અને દેવીને પ્રસન્ન કરત. આટલા નાના છોકરાનું લોહી કેટલું થશે."

એવાજ વખતે એકાએક મંદિરની દિવાલ ઉપર પડછાયો પડ્યો. નક્ષત્રરાયે પાછળ ફરીને જોયું તો "રાજા" કહેતાંજ સઘળો નિશો એક પળમાં ઉતરી ગયો. પોતાના પડછાયા કરતાં પણ પોતે અધિક મ્લાન થઇ ગયો. ગોવિન્દ માણિક્યે ઘણીજ ઝડપથી સુતેલા ધ્રુવને પોતાની બગલમાં લઇ લીધો. અને સિપાઇઓને હુકમ કર્યો કે, "આ બંનેને કેદ કરો."

આ સિપાઇઓએ રઘુપતિ અને નક્ષત્રરાયના બંને હાથ પકડી લીધા. ધ્રુવને છાતી સરસો ચાંપી ગોવિન્દમાણિક્ય ચંદ્રના અજવાળે તે જનશૂન્ય માર્ગે થઇ રાજભવનમાં પાછા આવ્યા. રઘુપતિ અને નક્ષત્રરાય બંને આખી રાત કેદખાનામાં રહ્યા.

---

## પ્રકરણ અઢારમું.

### રઘુપતિ અને નક્ષત્રરાયને દેશનિકાલની સજા.

ગઇ કાલે બનેલા બનાવનો આજે ઈન્સાફ થવાનો છે, જેથી ન્યાય કોર્ટમાં લોકોની ભીડ થઇ રહી છે. રાજા ન્યાય કરવાને માટે ન્યાયાસન ઉપર બિરાજમાન થએલા છે. સભાસદો ચારે તરફ બેઠેલા છે. તેમની સામે બંને અપરાધીને ઉભા રાખવામાં આવ્યા છે. તેમના હાથમાં હાથકડી નાંખી નથી. માત્ર હથિયારબંધ સિપાઇઓ આ બંનેને ઘેરીને ઉભેલા છે. રઘુપતિ પથ્થરના પુતળાની માફક ઉભો છે અને નક્ષત્રરાય માથું નીચું કરીને ઉભો છે.

રાજાએ રઘુપતિના અપરાધને કહી બતાવીને કહ્યું "કે, તારે શું કહેવું છે ?"

રઘુપતિએ કહ્યું—"મારો ન્યાય કરવાનો અધિકાર આપને નથી."

રાજા—"ત્યારે તમારો ન્યાય કોણ કરશે ?

રઘુપતિ—"હું બ્રાહ્મણ છું, હું દેવનો સેવક છું. જેથી મારો ઇન્સાફ ઈશ્વર જ કરી શકે તેમ છે."

રાજા—"ઇશ્વર તો સર્વનો ન્યાય કરે જ છે. પણ અમે તેમના રાજદંડના પ્રતિનિધી રૂપે છીએ, અમારા દ્વારાજ તે અપરાધિયોને સજા કરી શકે છે. પાપની સજા અને ધર્મનો લાભ આપવાને માટે જગતમાં તેમના હજારો સેવકો હાજર છે. હું પણ તેમાંનો એક છું, જેથી હું તમારા ગુન્હાની માફી આપી શકું તેમ નથી. હું તમને એટલું જ પુછું છું કે, કાલે સન્ધ્યાકાળે બલિદાન કરવાની ઇચ્છાથી તમે એક બાળકની ચોરી કરીને છુપાવી રાખ્યું હતું કે નહિ ?"

રઘુપતિ—"હા."

રાજા—"તમે ગુન્હો કબુલ કરો છો કે નહિ ?"

રઘુપતિ—"ગુન્હો ! ગુન્હો કેવો ? હું તો દેવીની આજ્ઞાનું પાલન કરૂં છું અને દેવીનું કામ કરૂં છું. તમે તેમાં વિઘ્ન નાંખો છો જેથી તમે જ અપરાધ કર્યો છે. હું દેવીનો અધ્યક્ષ છું જેથી તમને ગુન્હેગાર ઠરાવું છું. માટે તે તમારા અપરાધનો ન્યાય કરશે."

રાજા તેની આ વાતનો કાંઈ પણ જવાબ ન આપતાં બોલ્યા, મારો હુકમ એવો છે કે જે માણસ દેવનું નામ દઇને જીવ બલિદાન આપશે, કે તે આપવાને પ્રયત્ન કરશે, તેને દેશનિકાલની સજા કરવામાં આવશે. તેજ શિક્ષા મારે તમને પણ કરવાની છે. અને તેથી આઠ

વર્ષની દેશનિકાલની સજા તમને કરવામાં આવે છે. મારા સિપાઇઓ તમને મારા રાજ્યની બહાર મૂકી આવશે.

પહેરાવાળા સિપાઇઓ રઘુપતિને કચેરીની બહાર લઇ જવાને માટે તૈયાર થયા. પણ રઘુપતિએ તેમને કહ્યું, " ઉભા રહો. " એમ કહી તે રાજાના તરફ જોઇને બોલ્યો, આપનો ન્યાય થઇ રહ્યો, હવે હું તમારો ઇન્સાફ કરૂં છું, જે તમે ધ્યાન દઇને સાંભળો. " ચૌદ દેવતાઓની પૂજાની બે રાત્રીમાં જે કોઇ બહાર નીકળશે તેને શિક્ષા કરવાનો પુરોહિતને અધિકાર છે. મારા મંદિરનો એ નિયમ છે એ પુરણા નિયમ અનુસાર તમે મારા આગળ ગુન્હેગાર છો."

રાજા—" હું તમારો દંડ આપવાને કબુલ છું. "

સભાસદોએ કહ્યું—" એ અપરાધ માટે માત્ર દંડની જ શિક્ષા થઈ શકે છે. "

પુરોહિતે કહ્યું—" હું તમારો બે લાખ રૂપિયા દંડ કરૂં છું. જે તમારે મને અત્યારે જ આપવો પડશે. "

રાજાએ કેટલીક વાર વિચાર કરીને કહ્યું, ' ઠીક ', પછી તેમણે ખજાનચીને બોલાવી તેને બે લાખ રૂપિયા આપવાનો હુકમ આપ્યો. તે પછી પ્હેરાવાળા રઘુપતિને બહાર લઈ ગયા.

રઘુપતિના ગયા પછી નક્ષત્રરાયની તરફ જોઇને રાજાએ કડક રીતે કહ્યું, " નક્ષત્રરાય, તું તારા અપરાધને કબુલ કરે છે કે કેમ ?"

નક્ષત્રરાયે કહ્યું—" મહારાજ હું અપરાધી છું. મને ક્ષમા આપો." એટલું કહી તે દોડતો રાજાના પગે પડયો. મહારાજ ગભરાઇ ગયા, કેટલીકવાર સુધી તો કાંઇ બોલી શક્યા નહિ. આખરે પોતે સાવચેત થઇને બોલ્યા, " નક્ષત્રરાય, ઉઠ, મારી વાત સાંભળ, હું તને શી રીતે ક્ષમા કરી શકું ? મારા હુકમનું મારે પાલન કરવુંજ

જોઇએ. જેવી રીતે અપરાધીને બંધન કરવામાં આવે છે તેવીજ રીતે ન્યાય કર્તા પણ બંધનમાં છે. એકજ ગુન્હા માટે એક ગુન્હેગારને સજા કરવી અને બીજાને ક્ષમા આપવી, એ કેમ બની શકે? તુંજ તેનો વિચાર કર.

સભાસદો બોલી ઉઠ્યા, "મહારાજ, નક્ષત્રરાય આપના ભાઇ છે જેથી આપ ભાઇને ક્ષમા આપો. રાજા બોલ્યા, તમે સર્વ છાના રહો, જ્યાં સુધી હું આ આસન ઉપર બેઠો છું, ત્યાં સુધી હું કોઇનો ભાઈ નથી કે કોઇનો મિત્ર નથી.

સભાસદો ચારે તરફથી ચુપ થઇ ગયા. રાજા કહેવા લાગ્યા, તમે સર્વ સાંભળી ચુક્યા છો. મારા રાજ્યમાં એવો હુકમ છે કે જે માણસ દેવના નામે જીવ બલિદાન આપશે કે આપવાને પ્રયત્ન કરશે તેને દેશનિકાલની સજા કરવામાં આવશે. કાલે સાંજે નક્ષત્રરાય, પુરોહિતની સાથે પ્રપંચ કરીને બલિ દેવાના ઇરાદે એક બાળકને ચોરી લઇ ગયો હતો. તે ગુન્હો સાબીત થવાથી હું તેને આઠ વર્ષની દેશનિકાલની સજા કરૂં છું.

જ્યારે પ્હેરાવાળા નક્ષત્રરાયને લઇ જવા માટે તૈયાર થયા ત્યારે રાજાએ ન્યાયાસન ઉપરથી નીચે ઉતરીને નક્ષત્રરાયને ગળે લગાવીને રૂદ્ધ કંઠે કહ્યું, પ્રિયભાઇ, કેવળ તનેજ સજા થઇ છે એમ નહિ, પણ મને સજા થઇ છે. કોણ જાણે કે પૂર્વજન્મમાં મેં શો અપરાધ કર્યો હશે. જેટલા દિવસ તું અમારાથી દૂર રહે તેટલા દિવસ સુધી ઈશ્વર તારૂં રક્ષણ કરો એવી મારી આશીશ છે."

જોતજોતામાં આ ખબર સર્વત્ર ફેલાઇ ગઇ. અંદર મહેલમાં રડકકળ થઇ રહી. રાજા એક ખાનગી ઓરડામાં કમાડ બંધ કરીને

બેસી રહ્યા, અને હાથ જોડીને ઇશ્વરને પ્રાર્થના કરવા લાગ્યા કે, હે પ્રભો, જો હું કદી પણ અપરાધ કરૂં તો મને ક્ષમા ન કરશો, મારા ઉપર જરા પણ ધ્યાન રાખશો, મને મારા પાપની સજા આપજો. પાપ કરીને શિક્ષાને સહન કરી શકાય છે પણ માફી મેળવવી ઠીક નથી.

નક્ષત્રરાયનો પ્રેમ રાજાના મનમાં એ ઘણો જાગૃત થઇ ઉઠયો. નક્ષત્રરાયનું બાલ્યકાળનું મોં તેને યાદ આવવા લાગ્યું. નક્ષત્રરાયનાં નાનપણનાં લાડ સાંભળવા માંડયાં અને રાજાની આંખમાંથી આંસુ વ્હેવા લાગ્યાં.

## પ્રકરણ ઓગણીસમું.

### મુગલોની સેનાનો અત્યાચાર ને રઘુપતિને થએલો અનુભવ.

જ્યારે રાજ્યમાંથી બહાર જવાને માટે રઘુપતિ તૈયાર થયા ત્યારે સિપાઇઓએ પૂછ્યું, "આપ કઇ તરફ જશો?" જેથી રઘુપતિએ કહ્યું, "પશ્ચિમ દિશા તરફ જઇશું."

નવ દિવસ સુધી બરોબર પશ્ચિમ તરફ ચાલ્યા ત્યારે સિપાઇઓ ઢાકા શહેર આગળ પહોંચ્યા, પછી રઘુપતિને ત્યાં મૂકીને સિપાઇઓ પાછા વળ્યા. રઘુપતિ મનમાં ને મનમાં કહેવા લાગ્યો કે, કલિયુગમાં બ્રાહ્મણનો શાપ ફલિત થતો નથી, જોઉં તો ખરો કે બ્રાહ્મણની બુદ્ધિથી શું શું કામ બને છે, ગોવિંદ માણિક્ય કેવો રાજા છે અને હું કેવો પુરોહિત છું તેની તેને હવે જ ખબર પડશે.

ત્રિપુરાની સરહદમાં મંદિરની અંદર મુગલ રાજ્યનો અમલ

પહોંચી શકતો નહોતો. જેથી રઘુપતિને ઢાકા શહેરમાં જઇને મુગલોની રીતિ–નીતિ અને રાજ્યની હાલત જાણવાની ઇચ્છા થઈ. તે વખતે મુગલ બાદશાહ શાહજહાં રાજ્ય કરતો હતો, અને તેનો ત્રીજો પુત્ર ઔરંગજેબ દક્ષિણની તરફ વિજાપુર ઉપર ચઢાઈ કરવાને માટે ગયો હતો તેનો બીજો પુત્ર શુજા બંગલાનો સૂબેદાર હતો. શુજાની રાજધાની રાજમહેલમાં હતી. બાદશાહનો સર્વથી નાનો પુત્ર મુરાદ ગુજરાતનો સુબો હતો. અને મોટો દિકરો, ભવિષ્યનો રાજ્યગાદીનો વારસ, દારા દિલ્લીમાં જ રહેતો હતો. બાદશાહની ઉમર ૬૯ વર્ષની હતી. તેનું શરીર અસ્વસ્થ થવાથી રાજ્યકારભાર દારા ચલાવતો હતો.

રઘુપતિએ કેટલાક દિવસ ઢાકામાં રહી ઉર્દુ ભાષાનો અભ્યાસ કર્યો. તે પછી રાજમહેલ તરફ રવાના થયો. જ્યારે તે રાજમહેલ પહોંચ્યો ત્યારે હિંદુસ્તાનમાં ખળભળાટ થઈ ગયો હતો. સર્વત્ર એવી વાત ફેલાઇ હતી કે શાહજહાં મરણ પથારીએ છે. આ ખબર સાંભળતાંની સાથે જ શુજા સેનાને સાથે લઇને દિલ્લી તરફ ઘણા જ વેગથી રવાના થઇ ગયો. બાદશાહના ચારે દિકરા મૃતપાય શાહજહાંના માથાનો રાજ્ય મુગટ છીનવી લેવાને જુદા જુદા પ્રપંચ કરી રહ્યા.

બ્રાહ્મણ (રઘુપતિ) સુજાના શૂન્ય રાજ્યમહેલનો તુરત જ ત્યાગ કરીને શુજાની પાછળ જવાને માટે તૈયાર થયો. તેણે પોતાની સાથેના મજુર લોકોને વિદાય કરી દીધા, અને પાસે જે બે લાખ રૂપિયા હતા તે રાજમહેલની પાસેના એક ગાઢ જંગલની અંદર એક જગ્યાએ ખાડો ખોદીને દાટી દીધા અને તેના ઉપર નિશાન કરી રાખ્યું. અને પોતાની પાસે ખર્ચને માટે થોડા ઘણા રૂપિયા રાખી મૂક્યા. ખાળી મૂકેલાં ઘર, માણસોની વસ્તી વગરનાં ગામ અને લુંટી લીધેલાં અનાજનાં ખેતરોને જોતો રઘુપતિ આગળ ચાલવા લાગ્યો. તેણે સંન્યા-

સીનું રૂપ ધારણ કર્યું. પરંતુ સંન્યાસીનો વેષ લેવા છતાં પણ આ વખતે તેનો સત્કાર થવો મુસ્કેલ હતો, કારણ કે શુજાની ફોજ તીડાંની માફક જે રસ્તે થઇને ગઇ હતી તેની બંને બાજુએ અનાજનું નામ નિશાન નહોતું. સૈનિક લોકો ઝુંડનાં ઝુંડ ઘોડા અને હાથિયોને માટે જાર, બાજરી વિગેરે અનાજ ને ઘાસને માટે કાપીને સાથે લઇ ગયા હતા.

ખેડુતોને માટે અન્નનો એક પણ દાણો બચ્યો નહોતો. ચારે તરફ લુંટને લીધે ખેતીવાડીની ઘણી જ ખરાબ દશા થઇ ગઇ હતી. ઘણા લોકો તો ગામ છોડીને નાસી ગયા છે. ભાગ્યેજ એક બે માણસો જણાય છે. પણ તેઓ ઘણા જ ઉદાસ દેખાય છે. તેમના મુખ ઉપર હસવાનાં તો ચિન્હ જણતાં નથી. તે સર્વ ભયભિત હરણની માફક ચમકી રહ્યાં છે. તેઓ કોઇના ઉપર વિશ્વાસ રાખતા નથી કે કોઇના ઉપર દયા પણ રાખતા નથી.

એક નિર્જન માર્ગમાં ઝાડની નીચે બેચાર મનુષ્યો હાથમાં લાકડીઓ લઇને બેઠેલા છે, અને મુસાફરરૂપી શિકારની રાહ જોઇ રહેલા છે. ધૂમકેતુની પાછળ રહેનારી ઉલ્કા રાશિની માફક લુંટારાઓ પણ સૈન્યની પાછળ પાછળ જઇને લુંટમાંથી બચેલો માલ લુંટી જાય છે. તે ત્યાં સુધી કે મડદાંના શરીર માટે જેમ શિયાળ અને કુતરાંની લડાઇ થાય છે તેવી જ રીતે ઘણીવાર લુંટના માલ માટે લુંટારાઓ અને લશ્કરના સૈનિકો વચ્ચે તકરાર થતી હતી. તેઓ નિર્દયતા એટલી બધી વાપરતા કે સાધારણ રીતે માણસોનું તરવારથી ખૂન કરવું તેને તો તે ઠઠ્ઠા મશ્કરી જેવું ગણતા હતા. લોકો સૈન્યને જોઈ ઘણું જ બીતા હતા. તે જોઇને તેમને ઘણો જ વિનોદ થતો. ગામ લૂંટી લીધા પછી ગામડાઓની અનેક પ્રકારની દુર્દશા કરવાને

તે ચૂકતા નહિ. એ માણસોને સાથે બાંધી એક, બીજાની ચોટલીઓની ગાંઠો વાળી પછી મરચાં સુંઘાડતા હતા. ઘણી વાર ગામનાં ગામ બાળી મૂકતા હતા. અને કહેતા હતા કે બાદશાહના સમ્માનાર્થે આ અગ્નિ લીલા કરવામાં આવે છે. સૈનિકોનાં આ પ્રકારનાં સેંકડો અત્યાચારોનાં ચિન્હ દરેક જગ્યાએ દેખાઈ આવતાં હતાં, આવાં સ્થળે રઘુપતિનું આતિથ્ય કોણ કરે ? જે દિવસે જે કાંઇ મળે તે ખાઇને તે પોતાનો સમય વિતાવતો હતો. એક રાત્રે તે અંધારામાં એક જનશૂન્ય ભાગલી તૂટલી ઝુંપડીમાં થાકીને સુઈ ગયો હતો. પછી સવારે ઉઠીને જુવે છે તો તે આખી રીત એક માથુ કાપી નાંખેલી લાશને ઉશીકું બનાવીને સૂઇ ગયો હતો. એક દિવસ બપોરની વખતે રઘુપતિએ ભૂખથી વ્યાકુળ થઇને એક ઘરમાં જઇને જોયું તો એક માણસ પોતાની ઉઘાડી ઝુંપડીને અઢેલીને ઉભેલો જણાયો. તે જાણે પોતાના લૂંટાયલા ધનને માટે શોચ કરતો હોય તેમ તે વખતે તેને જણાયું પણ પાસે જઇને તેને જરા હાથથી ધકેલતાં તે નિચે ગબડી પડયો. અને જોયું તો તે જીવતો નહોતો પણ મડદું જ ઉભું કરેલું હતું. આવી રીતે અનેક પ્રકારની સૈન્યે કરેલી લૂંટફાટ અને બતાવેલી નિર્દયતા જોતો જોતો રઘુપતિ આગળ ચાલ્યો જતો હતો.

એક દિવસ રઘુપતિ એક ઘરમાં સુતો છે, રાત પુરી થઇ નથી, સવાર થવાને હજુ કાંઇક વાર છે, એવામાં ધીમે ધીમે દ્વાર ઉઘડયાં, શરદ ઋતુની ચાંદનીની સાથે સાથે કેટલાક પડછાયા પણ ઘરની અંદર આવતા જણાયા. લોકો ગુપચુપ કાંઇક વાતો કરતા જણાયા. તેમને જોઈ રઘુપતિ ચમકીને ઉભો થયો. તેના ઉભા થતાંની સાથે જ કેટ-લીક સ્ત્રીઓ ડરીને કાંઇક બોલવા મંડી. જેથી તેમાંનો એક પુરુષ આગળ આવીને બોલ્યો કે:—"કોણ છે ?"

રઘુપતિએ કહ્યું:—હું એક મુસાફર બ્રાહ્મણ છું. તમે કોણ છો ?"

"આ અમારૂં ઘર છે. અમે ઘરબાર મૂકીને નાસી ગયા હતા. જ્યારે સાંભળ્યું કે મુગલોની સેના ચાલી ગઇ છે, ત્યારે અમે અહીં આવ્યા છીએ."

રઘુપતિએ પૂછ્યું, "મુગલોની સેના કઈ તરફ ગઇ ?" તેણે કહ્યું, "વિજયગઢની તરફ, હવે તે લોકોએ વિજયગઢના જંગલોમાં પ્રવેશ કર્યો હશે."

રઘુપતિએ તે સાંભળી કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ અને ત્યાંથી એકદમ ચાલતો થયો.

## પ્રકરણ વીસમું.

### રઘુપતિનો સુજાની સાથે મેળાપ.

વિજયગઢના વિસ્તૃત વનમાં ચોર અને લુંટારાઓનું રહેઠાણ છે. જંગલની વચમાં થઇને જે સડક ગઇ છે, તેની બંને તરફ મનુષ્યોની કેટલીક પાંસળીઓ પડી છે, કે જેના ઉપર જંગલી ફુલો ખીલી રહ્યાં છે. જંગલની અંદર ઘણે ભાગે વડ, બાવળ અને લીમડાનાં વૃક્ષો ઉગેલાં છે. સેંકડો જાતની લતાઓ અને વેલાઓ ઝુકી રહેલા છે. વચમાં વચમાં કોઈ કોઈ જગ્યાએ પાણીના ખાડા જણાય છે. તેમાં નિરંતર પાંદડાં પડી અને સડવાથી પાણી ખરાબ થઇ ગયેલું છે. નાના નાના ઘણાક પગ ડંડીઆ રસ્તાઓ સાપની માફક વાંકા ચુંકા થઇને ગાઢ જંગલમાં ગયેલા જણાય છે. ઝાડનાં ડાળે ડાળે

વાંદરાઓનાં ટોળેટોળાં બેસી ગયેલાં છે. વડના ઝાડની ડાળીઓ ઉપર તો સેંકડો મૂળીયો તથા વાંદરાઓની પૂંછડીઓ લટકી રહેલી છે. આજે તે વિસ્તૃત વનમાં ઘણું કરીને વીસ હજાર માણસોનું સૈન્ય ઘુસી ગયું છે. ડાળીઓ, પાંદડાં, વેલા અને લતાઓથી ઘેરાયલું આ જંગલ ઘણું જ ગોળાકાર જણાય છે. એકી સાથે આટલું લશ્કર આવતું જોઇને અગણિત પક્ષિઓનાં ટોળેટોળાં "કાંવ, કાંવ" શબ્દ કરતાં આકાશમાં ઘૂમવા મંડી પડયાં છે. નીચે વૃક્ષની ડાળીઓ ઉપર આવીને બેસવાની તેમનામાં હિંમત નથી. કોઈ પણ પ્રકારની ગરબડ ન કરવાની સિપાઇ લોકોની સખ્ત તાકીદ હતી. સૈનિકો આખો દિવસ મુસાફરી કરીને સાંજની વખતે જંગલમાં આવી સુકાં લાકડાં કાપી લાવીને રસોઇ બનાવી રહ્યા છે. અને આપસ આપસમાં ગુપચુપ વાતચિત કરી રહ્યા છે. તેમના ગણગણાટથી આખું જંગલ ગાજી ઉઠ્યું છે. એથી સંધ્યાકાળે પણ પક્ષિયોના શબ્દ સાંભળવામાં આવતા નથી. ઝાડના થડ સાથે બાંધેલા ઘોડાઓ પગના ખરીવડે જમીન ઉપર ધમપછાડા કરતા હણહણાટ કરી રહ્યા છે. જેથી આખું જંગલ ગાજી ઉઠ્યું છે. એક મંદિરના ખંડેરની પાસેના મેદાનમાં શાહસુજાનો તંબુ ઠોકી દીધો છે. અને બીજા સર્વ લોકોએ તો ઝાડની તળે જ મુકામ નાંખ્યો છે. આખો દિવસ બરોબર ચાલીને રઘુપતિએ જંગલની અંદર પગ મૂક્યો, ત્યારે રાત પડી ગઈ હતી. ઘણા સૈનિકો ગાઢ નિદ્રામાં પડેલા હતા. થોડાક માણસો ચૂપકીથી પહેરો ફરતા હતા. વચમાં કેટલીક જગ્યાએ તાપણીઓ થઈ રહેલી છે. રઘુપતિ તે રાત્રે જંગલની બહારના ભાગમાં સુઈ રહ્યો.

સવારની વખતે અચેત થઇને સૂતેલા રઘુપતિને કોઇએ ઢંઢેરીને જગાડયો. તેને જોઇને રઘુપતિ ગભરાઇ ઉભો થઇ ગયો. જોયું

તો એક લાંબી દાઢીવાળો મુગલ સૈનિક તેને પોતાની ભાષામાં કાંઇક પૂછે છે. તે સાંભળી તેણે અનુમાન કર્યું કે તે ગાળો ભાંડે છે. તેણે પણ બંગાળી ભાષામાં તેને સાળો કહીને પોતાના સંબંધનો પરિચય કરાવ્યો. તે લોકો રઘુપતિની સાથે ખેંચતાણ કરવા લાગ્યા. રઘુપતિએ કહ્યું, "તમે શું ઠઠ્ઠા મશ્કરી સમજો છો ?" જો કે તેમની વર્તણુકમાં તેવું કાંઇ જણાતું નહોતું. જંગલની અંદરથી તે લોકો તેને ખેંચીને લઇ જવા લાગ્યા. તે જોઇ રઘુપતિ પોતાની પ્રસન્નતા જણાવીને બોલ્યો:-"ખેંચતાણ કેમ કરો છો ? હું જાતે ખુશીથી આવું છું. જો મ્હારે અહીં નજ આવવું હોત તો હું આટલે દૂર શા માટે આવત ?" આ સાંભળી સૈનિકો હસવા લાગ્યા અને તેની બંગાળી ભાષાનું અનુકરણ કરવા લાગ્યા. ધીરે ધીરે તેની ચારે તરફ વધુ સૈનિકો એકઠા થઇ ગયા, તેથી વધુ કોલાહલ મચી ગયો અને તેની દુર્દશાનો કાંઇ છેડો રહ્યો નહિ. એક પલ્ટનવાળાએ તેના માથા ઉપર એક ઘરોળીને મૂકી દીધી, કોઇએ તેના નાક પાસે એક મોટો વાંસ લાવીને બાંધ્યો, આ પ્રકારે તેની ઠઠ્ઠા મશ્કરી થવા લાગી. જેથી આખા જંગલમાં કોલાહલ મચી ગયો. આજે બપોરે યુદ્ધ કરવાનું છે. એથી સવારમાં આનંદ કરવાને માટે રઘુપતિ તેમનું રમકડું થઇ પડયું. તે પછી તેને સૈનિકો સુજાના તંબુ પાસે લઇ ગયા. સુજાને જોઇ રઘુપતિએ તેને સલામ ન કરી. તે દેવ અને બ્રાહ્મણો સિવાય કોઇની આગળ માથું નમાવતો નહોતો, જેથી અહીં પણ માથું ઉંચું રાખીને ઉભો થઇ રહ્યો. અને હાથ ઉંચા કરીને બોલ્યો કે; "શાહજહાં બાદશાહની જય થાવ."

સુજા શરાબનો પ્યાલો હાથમાં લઇને બેઠો હતો. આળસુપણે તે બોલ્યો, "શું છે ?"

સૈનિકોએ કહ્યું, " સાહેબ, આ દુશ્મનોનો જાસૂસ છાનોમાનો આપણી બાતમી મેળવવાને માટે આવ્યો હતો. જેથી અમે તેને પકડીને હજૂરમાં હાજર કર્યો છે. "

સુજાએ કહ્યું; " ઠીક, ઠીક, તે બિચારો જોવાને માટે આવ્યો છે. જેથી તેને સર્વ સારી રીતે બતાવીને છોડી મૂકો. કે જે પછી તે પોતાના દેશમાં જઇને લોકોને સર્વ હકીકત કહી શકે. "

રઘુપતિએ કહ્યું, " હજુરની જનાબમાં હું કાંઇક અરજ કરવા ઇચ્છું છું. "

સુજાએ આળસમાં ને આળસમાંજ હાથ હલાવીને તેને તુરતજ લઇ જવાનો ઇશારો કર્યો. અને બોલ્યો, " ઓહ, ઘણીજ ગરમી છે. " જેથી પંખો જોરથી ખેંચવા માંડયો.

દારાએ પોતાના પુત્ર સુલેમાનને જયસિંહનું રક્ષણ કરવા અને સુજાની ચઢાઇને પાછી હઠાવવાને માટે મોકલ્યો છે. તેનું મોટું સૈન્ય-દળ નજીક આવી પહોંચ્યું છે, એની ખબર સુજાને મળી છે, જેથી તે વિજયગઢનો કિલ્લો કબજે કરીને ત્યાં ફોજ એકત્ર કરવાને માટે આતુર થઇ રહ્યો છે. સુજાના હાથમાં કિલ્લો અને સરકારી ખજાનો સોંપવાનો સંદેશો લઇને વિજયગઢના મહારાજા વિક્રમસિંહની પાસે દૂત ગયો હતો. વિક્રમસિંહે આ દૂતની સાથે કહેવરાવ્યું કે; " હું માત્ર દિલ્લીપતિ બાદશાહ શાહજહાંને તથા સંસારના સ્વામી શંકરને જ માનું છું. સુજા કોણ છે ? તે હું જાણતો નથી. "

સુજા આ સાંભળી બોલ્યો; " ઓહ ! ભારે બેઅદબી ! પછી નાહક લડાઇ કરવી પડશે. "

રઘુપતિએ આ સર્વ વાતો સાંભળી લીધી, અને સૈનિકોની પાસેથી છૂટતાંજ તે વિજયગઢની તરફ ચાલી નીકળ્યો.

# પ્રકરણ એકવીસમું.

## રઘુપતિનું વિજયગઢમાં જવું.

વિજયગઢ પહાડની ઉપર આવેલું છે, અને તેના કિલ્લાની પાસેજ મોટું જંગલ આવેલું છે. જંગલમાંથી બહાર નીકળીને રઘુપતિએ એકાએક જોયું કે પથ્થરોનો બનાવેલો ઉંચો કિલ્લો જાણે કે આસમાન સુધી પહોંચી ગયો હોય તેવો જણાયો. જે પ્રકારે જંગલ પોતાનાં હજારો વૃક્ષોના સમુહને ઢાંકી રાખે છે તેવીજ રીતે કિલ્લો પણ પોતાના પત્થરોની વચમાં બંધ કરેલો છે. જંગલ વાઘની માફક છૂપાઇને પૂંછડું દબાવીને બેઠેલું છે. તો કિલ્લો, પણ સિંહની માફક પોતાની કેશવારીને ફેલાવીને ઉભેલો છે. જંગલ જમીનની સાથે કાન લગાવીને સાંભળ્યાં કરે છે, તો કિલ્લો આસમાનમાં માથું અટાડીને જોઇ રહ્યો છે.

રઘુપતિને જંગલમાંથી બહાર આવતો જોઇને કિલ્લાની દીવાલ ઉપરના સૈનિકો ચમકી ઉઠયા. અને તુરઈ વાગવા લાગી. કિલ્લો એકાએક સિંહની માફક ગરજી, પોતાના નખ, અને દાંતોને બહાર કાઢી તૈયાર થઇ ગયો.

રઘુપતિ તે જોઇને હાથ ઉંચા કરીને ઇશારો કરવા લાગ્યો. સિપાઇ લોક સાવધાન થઇને ઉભા થઇ ગયા.

રઘુપતિ જ્યારે કિલ્લાની દીવાલની પાસે ગયો ત્યારે સૈનિકોએ પૂછ્યું કે; " તું કોણ છે ? "

રઘુપતિએ કહ્યું; " હું અતિથિ બ્રાહ્મણ છું. "

કિલ્લાનો રાજા મહારાજ ત્રિક્રમસિંહ ઘણોજ ધાર્મિક છે. દેવ,

બ્રાહ્મણ અને અતિથિઓની સેવામાં હંમેશાં તત્પર રહે છે. જનોઇ-વાળા માણસને કિલ્લાની અંદર આવવાને માટે કોઇ પણ પ્રકારની હરકત થતી નહોતી. પણ આજે લડાઇનો દિવસ હોવાથી શું કરવું તેના ગુંચવાડામાં સૈનિકો પડ્યા.

રઘુપતિએ કહ્યું:—“જો તમે મને આશ્રય નહિ આપો તો મુસલમાન લોકોના હાથથી મારૂં મૃત્યું થશે.”

વિક્રમસિંહના કાને જ્યારે આ વાત ગઇ ત્યારે તેણે રઘુપતિને કિલ્લામાં આવવાની આજ્ઞા આપી. કિલ્લાની દીવાલ ઉપરથી એક નિસ-રણી નીચે લટકાવી દીધી, અને તે નીસરણીએ ચઢીને રઘુપતિ કિ-લ્લાની અંદર દાખલ થઇ ગયો.

કિલ્લાની અંદર યુદ્ધની રાહ જોતા સર્વ લોક વ્યગ્ર થઇ રહ્યા છે. જેથી રઘુપતિના સત્કારનો ભાર ખૂદ વૃદ્ધકાકા સાહેબે પોતાને માથે લીધો. તેનું ખરૂં નામ ખડગસિંહ છે; પરંતુ તેને કેટલાક લોકો કાકા સાહેબ કહે છે, અને કેટલાક સૂબેદાર સાહેબથી ઓળખે છે. લોકો તેને આ પ્રમાણે કહીને કેમ બોલાવે છે તેનું કાંઇ ખરૂં કારણ સમજાતું નથી. આ સંસારમાં તેને એક પણ ભત્રિજો નથી, કે ભાઇ નથી. તેને કાકા થવાનો કાંઇ હક નથી, કે ભવિષ્યમાં તેને કોઇના કાકા થવાનો સંભવ નથી. જેટલી તેના ભત્રીજાની સંખ્યા છે તેથી પણ વધુ સંખ્યા તેને સુબેદાર કહેનારી છે. અર્થાત્ તેના હાથ નિચે એક પણ સૂબો નથી, જે લોક વગર ભત્રીજે કાકા કહે છે અને જેને વગર સૂબે સૂબેદાર કહી બોલાવે છે તેને પદભ્રષ્ટ થવા-નો પણ કાંઇ ડર નથી. અનિત્યતાની સાથે સંસારનો અને ચંચળ-તાની સાથે લક્ષ્મીનો જે સંબંધ છે; તેવાજ સંબંધ તે હોદ્દાનો છે. જ્યાં કારણજ નથી ત્યાં કાર્ય કેવું ?

કાકા સાહેબે "વાહ વાહ! આતો ખરા જ બ્રાહ્મણ છે" એમ કહી ભક્તિ ભાવથી પ્રણામ કર્યા. રઘુપતિનું સ્વરૂપ, દિપજ્યોતિની માફક દેદીપ્યમાન હતું, કે જેને જોઇને પતંગની માફક લોકો એકાએક મુગ્ધ થઇ જતા હતા.

કાકાસાહેબે સંસારના વર્તમાન સમયની શોચનિય અવસ્થા ઉપર ખિન્ન થઇને કહ્યું, "દેવ આજકાલ ખરા બ્રાહ્મણો કેટલા હશે?"

રઘુપતિઃ—"ઘણા જ થોડા."

કાકાસાહેબ;—"પ્રથમ બ્રાહ્મણોના મુખમાં અગ્નિ રહેતો હતો. હાલ તો અગ્નિ પેટમાં રહે છે."

રઘુપતિ—"તે પણ ક્યાં પહેલાંના જેવો છે."

કાકાસાહેબે માથું હલાવીને કહ્યું;—"ખરી વાત છે. અગસ્ત્યમુનિ જે પ્રમાણથી સમુદ્ર પી ગયા, તે પ્રમાણમાં ભોજન કરતા હશે. એ તો સમજવાની વાત છે."

રઘુપતિએ કહ્યું:—"એવાં તો ઘણાં ઉદાહરણો છે."

કાકાસાહેબ;—"હા, કેમ નહિ. જહ્નુમુનિની તરસની વાત સાંભળી છે, પણ તેની ભૂખની વાત કંઇ લખેલી નથી. એ તો અનુમાન કરવાનું છે."

રઘુપતિ બ્રાહ્મણોનો મહિમા સાંભળીને ગંભિર સ્વરે બોલ્યો:— "નહીં સાહેબ, ભોજનના ઉપર તે લોકોનું વધુ ધ્યાન નહોતું."

કાકાસાહેબે દાંત તળે જીભ દબાવીને કહ્યું:—"રામ, રામ, એ આપ શું કહો છો? તેમનો જઠરાગ્નિ તો ઘણો જ પ્રબળ હતો, કે જેનું પ્રમાણ પણ નીકળી શકે તેમ નથી. તેનો વિચાર કરો. વખત બદલાતાં સર્વ અગ્નિ મંદ થઇ ગયો. હવે તો હોમમાં પણ અગ્નિ સળગતો નથી. પરંતુ રઘુપતિએ કાંઇક દુખી થઇને કહ્યું: "હોમનો

અગ્નિ હવે શી રીતે સળગે ? દેશમાં ઘી રહ્યું નથી. મ્લેચ્છ લોકો ગાયોને ખાઇ જાય છે. હવે હોમની સામગ્રી તો મળે છે જ ક્યાં ? હોમ હવન વગર બ્રાહ્મણોનું તેજ હવે કેટલા દિવસ રહી શકવાનું છે? એમ કહીને રઘુપતિ પોતાની બળતી ગુપ્ત શક્તિનો પૂરેપુરો અનુભવ કરવા લાગ્યો.

કાકાસાહેબે કહ્યું:-" મહાશય, આપ ખરેખર કહો છો, જે સર્વ ગાયો આજકાલ મરે છે તેમ સર્વેએ મનુષ્ય યોનિમાં આવીને જન્મ લેવાનું શરૂ કર્યું છે તો પછી તેની પાસેથી ઘી મળવાની આશા કેવી રીતે કરવામાં આવે એથી કોઈ પણ માણસનામાં તાકાત રહી નથી. આપ ક્યાંથી પધારો છો ?

રઘુપતિ:-" ત્રિપુરા રાજધાનીથી."

વિજયગઢની બહાર હિંદુસ્તાનની ભૂગોળ અથવા ઇતિહાસના સંબંધની વાતો કાકાસાહેબ થોડી જ જાણતા હતા. વિજયગઢ સિવાય હિંદુસ્તાનમાં કાંઇ બીજું જાણવાનું છે કે નહિ તેની તેને ખબર નહોતી. જેથી માત્ર અનુમાન કરીને જ બોલ્યા:-" ઓહો, ત્રિપુરાનો રાજા તો ઘણો જ મોટો છે."

રઘુપતિએ માથું નમાવી તેના કહેવાને ટેકો આપ્યો.

કાકાસાહેબ:-" ત્યાં આપ શું કરતા હતા ?"

રઘુપતિ:-" હું ત્રિપુરાનો રાજ પુરોહિત છું."

આ સાંભળી કાકાસાહેબને રઘુપતિના ઉપર ઘણી જ શ્રદ્ધા બેઠી. તે આંખ બંધ કરીને અને માથું હલાવીને બોલ્યા:-" અહા ! આપ અહીં શા માટે આવ્યા છો ?"

રઘુપતિ:-" તિર્થયાત્રા માટે."

આ વાત ચાલતી હતી ત્યાં એક મોટો ધડાકો થયો. દુશ્મનોએ

કિલ્લા ઉપર આક્રમણ કર્યું છે. કાકાસાહેબે હસીને અને આંખો મીચીને કહ્યું; " કાંઇ નહિ, તોપો છોડે છે."

વિજયગઢના ઉપર કાકાસાહેબને જેટલો દૃઢ વિશ્વાસ હતો તે પ્રમાણમાં વિજયગઢનો કિલ્લો મજબૂત નહોતો. જે કોઇ પરદેશી યાત્રાળુઓ કિલ્લાની અંદર આવતા તેમના ઉપર કાકાસાહેબ પોતાનો પૂરો અધિકાર જમાવી દેતા હતા. અને વિજયગઢની તારીફ તેમના મનમાં ઠસાવી દેતા હતા. ત્રિપુરા રાજધાનીમાંથી રઘુપતિ આવ્યા છે. એવો અતિથી ફરી મળવો મુશ્કેલ છે. જેથી કાકાસાહેબ આજે આનંદમાં હતા. રઘુપતિની સાથે તે વિજયગઢના પ્રાચીનકાળના સઘળા વિષયો ઉપર સમાલોચના કરવા લાગ્યા. તેણે કહ્યું; " બ્રહ્માનો કોષ અને વિજયગઢનો કિલ્લો એ બંને ઘણે ભાગે એક જ વખતે ઉત્પન્ન થયાં છે. અને મનુમહારાજના પહેલાંથી જ મહારાજા વિક્રમસિંહના પૂર્વ પુરૂષો આ કિલ્લાનો ઉપભોગ કરતા આવ્યા છે. આ વિષયમાં સંદેહ કરવા જેવું છે જ નહિ. આ કિલ્લાને માટે મહાદેવનું કેવું વરદાન છે, અને આ કિલ્લામાં સહસ્રાર્જુન કેવી રીતે કેદ થયા હતા તે સર્વ વાતો પણ રઘુપતિની આગળ છાની રહી નહિ.

સાંજે ખબર આવી કે શત્રુઓ કિલ્લાને કાંઇ હાનિ કરી શક્યા નથી. તેમણે તોપો મારી હતી, પણ તોપોના ગોળા કિલ્લા સુધી પહોંચી શક્યા નહોતા. કાકાસાહેબે હસીને રઘુપતિની તરફ જોયું. તેનો અભિપ્રાય એ હતો કે કિલ્લાને માટે શિવજીનું જે વરદાન છે તેનું આથી બીજું શું પ્રત્યક્ષ પ્રમાણ હોઇ શકે ? કહેવાય છે કે, નંદી ( પોઠીઓ ) જાતે આવીને તોપના ગોળાને રોકે છે. તેજ ગોળાથી કૈલાસમાં ગણેશ અને કાર્તિકય લખોટીઓ રમે છે.



## પ્રકરણ બાવીસમું.

### વિજયગઢના કિલ્લામાં સુજાનું કેદ થવું.

શાહ સુજાને કોઈ પણ રીતે આ કિલ્લો હસ્તગત કરાવી દેવાનો રઘુપતિનો ઇરાદો હતો. તેમણે જ્યારે સાંભળ્યું કે સુજા કિલ્લો લેવાને માટે આવ્યો છે ત્યારે તેણે વિચાર કર્યો કે મિત્ર ભાવે કિલ્લાની અંદર પ્રવેશ કરીને કોઇપણ રીતે સુજાને કિલ્લામાં આવવાની મદદ કરી આપવી. પરંતુ બ્રાહ્મણ બિચારો લડાઇનો હાલ શું જાણે ! શું કરવાથી સુજાને મદદ થઇ શકે તેનો તે ઇલાજ શોધવા લાગ્યો.

બીજે દિવસે ફરી લડાઇ શરૂ થઇ. શત્રુની સેનાએ તોપો વડે દીવાલનો કાંઇક ભાગ ઉડાવી નાંખ્યો; પણ ઉપરથી લાગલગાટ ગોળા વરસતા હોવાથી લોકો કિલ્લાની અંદર પ્રવેશ કરી શક્યા નહિ. અને કિલ્લાનો તૂટેલો ભાગ જોતજોતામાં પૂરી દીધો. આજે કિલ્લા ઉપર છુટા છવાયા ગોળા આવતા હતા. જેમાં કિલ્લાના કેટલાક સૈનિકો માર્યા પણ ગયા.

“ મહાશય, કાંઇ ડર નથી, એ તો માત્ર કુતૂહલ જ છે.” એમ કહીને કાકાસાહેબ રઘુપતિને સાથે લઇને કિલ્લાની ચારે તરફ બતાવતા ફરવા લાગ્યા. ક્યાં શાસ્ત્રો રાખવામાં આવે છે, ક્યાં ભંડાર છે, ક્યાં ઘાયલ સૈનિકોની દવા કરવામાં આવે છે, ક્યાં કેદખાનું છે અને ક્યાં દરબાર થાય છે. એ સર્વ જગ્યા બતાવવા માંડી અને વારંવાર રઘુપતિના મોંની તરફ જોવા લાગ્યો.

રઘુપતિએ કહ્યું:—“ વાહ સાહેબ, અહીંનાં કારખાનાં તો તારીફ

કરવા લાયક છે. ત્રિપુરાનો કિલ્લો તેની બરાબરી તો કરી શકતો નથી, પરંતુ ત્રિપુરાના કિલ્લામાંથી છુપાઇને નાસવાનો એક મોટો આશ્ચર્યકારક સુરંગનો રસ્તો છે; આ કિલ્લામાં તો તેવો કોઇ રસ્તો જણાતો નથી."

કાકા સાહેબ કાંઈક બોલવાને જતા હતા. પરંતુ એકાએક કાંઈક સાંભળી આવતાં જરા વિચાર કરીને બોલ્યા, "નહીં, આ કિલ્લામાં તેવો કોઈ રસ્તો નથી."

રઘુપતિએ આશ્ચર્ય પામીને કહ્યું:—"આટલા મોટા કિલ્લામાં એક પણ સુરંગ નથી ?"

કાકા સાહેબ કાંઇક વિચાર કરીને બોલ્યો:—"નહીં એવું નથી. સુરંગ તો જરૂર હશેજ. પણ એ બીજી વાત છે કે મને તેની ખબર નથી."

રઘુપતિએ હસીને કહ્યું:—"તો તો બરાબર છે. જ્યારે આપના જેવાને તેની ખબર નથી તો પછી કોને ખબર હશે ?"

કાકા સાહેબે આ સાંભળીને કેટલીક વાર સુધી તો મહા ગંભીર ભાવ ધારણ કર્યો, પણ પછી કેટલીક વારે તેમણે "હરે રામ રામ," કહીને ચપટી વગાડી બગાસું ખાધું. તે પછી દાઢી અને મૂછો ઉપર એકેક વાર હાથ ફેરવીને તે એકાએક બોલી ઉઠયા: "મહાશય, આપ પૂજા પાઠ કરી લ્યો. આપનું કહેવું ખોટું નથી. કિલ્લાની અંદર આવવાનો અને જવાનો એવા બે ગુપ્ત રસ્તા છે; પરંતુ બહારના માણસોને તે રસ્તા બતાવવાની મનાઈ છે."

રઘુપતિએ કાંઇક સંદેહના સ્વરે કહ્યું:—"હા, હશે." કાકા સાહેબે જોયું કે આ તેનો દોષ છે. એકવાર "નથી" કહ્યું અને એકવાર "છે" કહેવાથી સ્વભાવિક રીતે કોઇને સંદેહ થઇ શકે. એક વિદેશીની નજરમાં ત્રિપુરાગઢના મુકાબલામાં વિજયગઢનો કિલ્લો

કોઇ પણ અંશે ન્યૂન થઇ જાય, એ કાકા સાહેબથી સહન થઇ શકે તેમ નહોતું.

તેમણે કહ્યું:—"મહાશય, હું જાણું છું. આપનો ત્રિપુરા દેશ અહીંથી ઘણે દૂર છે, અને આપ બ્રાહ્મણ છો. દેવતાની પૂજા અર્ચાજ આપનું માત્ર એક કામ છે. જેથી આપની મારફતે આ વાત પ્રકટ થવાની અમને શંકા નથી."

રઘુપતિએ કહ્યું:—"સાહેબ, મને એથી શું પ્રયોજન, જો આપને વ્હેમ આવતો હોય તો એ વાત ન કહેશો. હું બ્રાહ્મણનો બાળક છું, મને કિલ્લાની વાતો જાણવાની કાંઇ મતલબ નથી."

કાકા સાહેબ દાંતોમાં જીભ દબાવીને બોલ્યા, "અરે રામ! રામ! આપનો વ્હેમ હોય! ચાલો આપને એકવાર બતાવી દઉં."

આ તરફ કિલ્લાની બહાર સુજાના સૈન્યમાં એકાએક હલ્લો મચી રહ્યો. જંગલની અંદર સુજાનો તંબુ હતો. સુલેમાન અને જયસિંહની સેનાએ આવીને એકાએક એને પકડી લીધો, અને પછી તે છુપી રીતે કિલ્લાની ઉપર ચઢાઇ ન કરતાં સુજાના સૈન્ય ઉપર તૂટી પડ્યા. જેથી સુજાની સેનાએ યુદ્ધ ન કરતાં પાછળ વીસેક તોપો છોડી અને પછી નાસભાગ કરવા માંડી.

કિલ્લાની અંદર ધામધૂમ થવા લાગી. વિક્રમસિંહની પાસે સુલેમાનનો દૂત જ્યાં પહોંચ્યો કે તરતજ તેણે દરવાજા ઉઘાડી નાંખ્યા અને પોતેજ તેમના સામો જઇને સુલેમાન અને રાજા જયસિંહને તેડી આવ્યો. દિલ્લીના બાદશાહના સેના, ઘોડા અને હાથીઓથી કિલ્લો ભરાઇ ગયો. વિજયપતાકા ફરકવા લાગી. શંખ અને બીજાં જીતનાં વાજાં વાગવા માંડયાં.

કાકા સાહેબ સફેદ મૂછોમાં હસવા લાગ્યા.

## પ્રકરણ તેવીસમું.

### રઘુપતિનું વિજયગઢમાંથી ગુમ થવું.

કાકાસાહેબને માટે આનંદનો દિવસ છે. આજે દિલ્લીપતિના રજપૂત સૈનિકો વિજયગઢના પરોણા થઇ રહ્યા છે. પરમ પ્રતાપી શાહ સુજા આજે વિજયગઢનો કેદી બની ગયો છે. સહસ્રાર્જુનની પછી એવો કેદી આજ સુધી આવ્યો નહોતો. સહસ્રાર્જુનની કેદીની દશા સંભાળી અને લાંબો શ્વાસ લઇ કાકાસાહેબે સુચેતસિંહ નામના રજપૂતને કહ્યું;—" ધ્યાન દેઇને જુવો, હજારો હાથોમાં હાથ કડી પહેરાવતી વખતે કેટલી મહેનત પડી હશે. કલિયુગનો ઉદય થતાં હવે તો માત્ર ધામધુમ નામની જ રહી છે. રાજાનો બેટો છોને રહ્યો, બે હાથથી વધુ હાથવાળા લોક બજારમાં શોધતાં પણ કંઇ મળતા નથી. બે હાથને બાંધી લેવાથી શું કાંઇ સુખ નથી? કાંઇ વિનોદ નહિ હોય?"

સુચેતસિંહે હસીને અને પોતાના હાથની તરફ જોઇને કહ્યું; " આ બંને હાથ જ યોગ્ય છે."

કાકાસાહેબ કાંઇક વિચાર કરીને બોલ્યા, " હા, આ બરોબર છે, તે જમાનામાં કામ બહુ જ હતું. આ જમાનામાં કામ એટલું ઓછું થઇ ગયું છે કે, આ બંને હાથથી પણ કાંઇ બની શકતું નથી. બહુ હાથ હોત તો શુંય કરત?" આજે કાકાસાહેબના પહેરવેશમાં કાંઈ ખામી નહોતી. દાઢીના પાકેલા વાળને બે તરફથી હોળી, અને વાળી કાન સુધી ગુંચળાં વાળી દીધાં છે. મૂછો મરડીને કાન સુધી પહોંચાડી

દીધી છે. માથે વાંકી પાઘડી મૂકી દીધી છે. કમરમાં તલવાર લટકાવી છે. કસબી જોડા પહેરી દીધા છે. આજે કાકાસાહેબની ચાલવાની રીત પણ એવી જણાય છે કે જાણે વિજયગઢનું મહત્ત્વ તેના જ સર્વાંગમાં ભરાઇ ગયું છે. આજ આ સર્વે સમજુ માણસોમાં વિજયગઢનો મહિમા સાબિત કરી શકાશે, એવી ખુશાથી તેમને ખાવા પીવાની પણ સાન રહી નથી.

સુચેતસિંહને સાથે લઇને આજે તે આખો દિવસ કિલ્લામાં ફર્યા છે. જ્યારે સુચેતસિંહ કોઇ જગ્યા જોઇને કાંઇ બોલતો નહિ ત્યારે તે વખતે કાકાસાહેબ જાતે “વાહ, વાહ” કહીને પોતાનો ઉમંગ રજપૂત વીરના હૃદયમાં સંચિત કરવાની કોશિશ કરતા હતા. વિશેષે કરીને તેમણે કિલ્લાની દીવાલની બાબતમાં વધુ સમજાવ્યું. જેવી રીતે કિલ્લાની દીવાલ ઉભી છે, તેથી પણ અધિક સ્થિરભાવથી સુચેતસિંહ ઉભો છે. તેના મોં ઉપર કોઇ પણ પ્રકારનો ભાવ પ્રકટ જણાતો નથી. કાકાસાહેબ ફરી ફરીને તેને એકવાર દીવાલની ડાબી તરફ, અને એકવાર જમણી તરફ, એકવાર ઉપર અને એકવાર નીચે લઇ જવા લાગ્યા અને વારંવાર કહેવા લાગ્યા કે; “શું કહેવું છે?” પરંતુ તે સુચેતસિંહના હૃદયરૂપી દૃઢ કિલ્લા ઉપર કાંઇ પણ અધિકાર જમાવી શકયા નહિ. આખરે સંધ્યાકાળે થાકીને સુચેતસિંહ બોલી ઉઠયો;—“મેં ભરતપુરનો કિલ્લો જોયો છે, તેવો તો કોઇ કિલ્લો જણાતો જ નથી.”

કાકાસાહેબ કોઇની સાથે વિવાદ કરતા નહોતા, જેથી બહુ જ ઉદાસ થઇને બોલ્યા;—“જરૂર; એ વાત પણ આપ બરોબર કહો છો.”

તેમણે લાંબો શ્વાસ લઇને તે પછી કિલ્લાની વાતો કરવાની છોડી દીધી. અને વિક્રમસિંહના પૂર્વ પુરુષ દુર્ગાસિંહની વાત કહાડી, તેમણે કહ્યું;—" દુર્ગાસિંહને ત્રણ પુત્ર હતા. તેના સર્વથી નાના પુત્ર ચિત્રસિંહને એક એવી વિચિત્ર ટેવ હતી કે તે દરરોજ આશરે અર્ધો શેર ઘી દુધની સાથે પી જતો હતો, તેનું શરીર પણ તેવું જ બળવાન હતું. ઠીક, તમે જે ભરતપુરના કિલ્લાની વાત કહો છો, તે કિલ્લો બહુ મોટો હશે ખરો, પણ બ્રહ્મવૈવર્ત પુરાણમાં તો તેનું કાંઇ નામ નથી. "

સુચેતસિંહે હસીને કહ્યું:-" તેથી શું કાંઈ કામમાં ખામી હોય ? "

કાકાસાહેબ હસીને બોલ્યા:-" હા, હા, તે ઠીક છે. તમે શું જાણો, ત્રિપુરાનો કિલ્લો પણ કાંઈ સાધારણ કિલ્લો નથી ! પણ વિજયગઢના મુકાબલામાં........"

સુચેતસિંહ:-" ત્રિપુરા ક્યાં આવ્યું ? "

કાકાસાહેબ:-" તે બહુ જ મોટો દેશ છે. તેનું આપણને શું પ્રયોજન. પણ ત્યાંનો રાજપુરોહિત અતિથિ રૂપે અમારા કિલ્લામાં આવીને રહ્યો છે. તેને મોંઢે તમે સર્વ હકીકત સાંભળી શકશો."

પરંતુ આજે તો તે બ્રાહ્મણને શોધતાં તેનો પત્તો ન મળ્યો. કાકાસાહેબને તેથી ગભરાટ થયો. તે મનમાં ને મનમાં કહેવા લાગ્યા:— " આ દેહાતી રજપૂતો કરતાં તો તે બ્રાહ્મણ કાંઇક સારો હતો. " તે સુચેતસિંહની આગળ રઘુપતિની પ્રશંસા કરવા લાગ્યા, તથા વિજયગઢને માટે રઘુપતિનો કેવો મત હતો તે પણ તેમણે કહ્યું.

# પ્રકરણ ચોવીસમું.

## રઘુપતિની મદદથી સુજાનું કેદમાંથી નાસી જવું.

ડાકાસાહેબની પાસેથી છુટીને સુચેતસિંહને બીજી કાંઇ વધુ મહેનત કરવી ન પડી. કાલે સવારે કેદી (સુજા) ની સાથે બાદશાહી ફોજને જવાનો દિવસ નક્કી થએલો છે. જેથી સૈનિકો જવાની તૈયારી કરવા લાગ્યા. કેદખાનામાં શાહસુજા દિલગીરી સાથે મનમાં ને મનમાં કહેવા લાગ્યો કેઃ—"આ લોકો કેવા બેવકૂફ છે. તંબુમાંથી મારો હુક્કો પણ લાવી આપવાનો તેમને વિચાર ન થયો."

વિજયગઢના પહાડની નીચે એક મોટું નાળું છે, તે નાળાની ધારમાં એક જગ્યાએ એક પીપળનું ઝાડ ઉભું હું. તેની પાસે આખી રાત રઘુપતિ ગોથાં ખાતો છુપાઈ રહ્યો.

ગુપ્ત રીતે કિલ્લામાં ઘુસવાને માટે જે સુરંગનો રસ્તો છે. તે નાળાની ઉંડી તળેટીમાં જ તેનું પ્રવેશ દ્વાર છે. આ રસ્તેથી જઇને સુરંગના છેલ્લા છેડે પહોંચીને નીચેથી જોરથી ધક્કો લગાવતાં એક પત્થર ઉપર ઉખડી જાય છે. પણ ઉપરથી કોઈ તે પત્થરને ઉખાડવા મથે તો તે ઉખડી શકતો નથી. તેથી કોઈ પણ માણસ કિલ્લાની અંદરથી આ રસ્તે બહાર નીકળી શકતું નથી.

સુજા કેદખાનામાં પલંગની ઉપર સુતો છે. પલંગ વગર બીજું કોઈ બિછાનું તેની પાસે નથી. એક ઝીણો સરખો દીવો બળી રહ્યો છે. તેમાં એકાએક સુરંગનું મોં ઉઘડી ગયું. રઘુપતિ ધીમે ધીમે માથું ઉંચુ કરીને નીચેથી ઉપર આવ્યો. તેનું આખું શરીર પરશેવે

પલળી ગયું છે. તેનાં ભીનાં કપડાંમાંથી પાણી દદડે છે. રઘુપતિએ ધીરેથી સુજાના શરીર ઉપર હાથ મૂકયો. સુજા ચમકીને આંખો ચોળતો કેટલીક વાર સુધી તો બેસી રહ્યો, પછી આળસુ અવાજે બોલ્યો, "શું ધાંધળ છે? આ લોક શું મને રાત્રે પણ નહીં સુવા દે. તમારી વર્તણુંકથી તો મને આશ્ચર્ય થાય છે."

રઘુપતિએ ધીમે રહીને કહ્યું:—"શાહજાદા સાહેબ, ઉઠો અને મારી સાથે ચાલો; હું આપને મળ્યો હતો તે બ્રાહ્મણ છું. સાંભળો છે? હવેથી મને ભૂલશો નહિ."

બીજે દિવસે સવારે બાદશાહની ફોજ જવાને માટે તૈયાર થઇ, સુજાને ઉંઘમાંથી જગાડવાને માટે રાજા જયસિંહ જાતે જ કેદખાનામાં ગયા. જોયું તો તેનું બિછાનું જણાયું. પાસે જઇને જોતાં સુજા નથી. તેનાં કપડાં પડયાં છે. સુજાનો પત્તો નથી, પણ ઘરની વચ્ચે સુરંગનું મોં ઉઘાડું પડયું છે. તેનું પથ્થરનું ઢાંકણું જુદું પડેલું છે.

કેદીના નાશી ગયાની વાત કિલ્લામાં ફેલાઇ ગઈ તેથી તેને શોધવાને માટે ચારે તરફ લોકો દોડી ગયા. રાજા વિક્રમસિંહને ઘણું જ શરમીંદું લાગ્યું. કેદી કેવી રીતે નાશી ગયો તેનો વિચાર કરવાને માટે એક દરબાર ભરવામાં આવ્યો.

કાકાસાહેબની મુખમુદ્રા આજે આનંદવાળી જણાતી નથી. તે ગાંડાની માફક "બ્રાહ્મણ ક્યાં છે, બ્રાહ્મણ ક્યાં છે" એમ કહીને ચારે તરફ શોધવા લાગ્યા, પણ બ્રાહ્મણનો પત્તો ન જ લાગ્યો.

કાકાસાહેબ માથા ઉપરથી પાઘડી ઉતારીને કેટલીકવાર સુધી તો માથે હાથ મૂકીને બેસી રહ્યા. સુચેતસિંહે પાસે આવીને કહ્યું:—કાકાસાહેબ, શી હકીકત છે? શું આ સર્વ ભૂતનો તો ખેલ નહિ હોય? કાકાસાહેબ ઉદાશીન ભાવે ગર્દન હલાવીને બોલ્યા:—"નહીં સુચેતસિંહ,

આ ભૂતનો ખેલ નથી, પણ આ એક અત્યંત બુદ્ધિહીન વૃદ્ધનો ખેલ છે, તે એક વિશ્વાસઘાતક પામરનું કામ છે. "

સુચેતસિંહે વિસ્મય પામીને કહ્યું:–" જો તમે તેને ઓળખો જ છો તો પછી તેને કેમ પકડાવી દેતા નથી ?"

કાકાસાહેબે કહ્યું:–"તેમાંથી એક તો નાશી ગયો છે અને એકને પકડીને રાજદરબારમાં લઇ જઉં છું." એમ કહીને તેમણે પાઘડી પહેરીને દરબારી કપડાં પહેરવા માંડયાં.

આ વખતે દરબારમાં પહેરાવાળાઓની હાજરી લેવામાં આવતી હતી. કાકાસાહેબ માથું નિચું કરીને દરબારમાં હાજર થયા. તે વિક્રમસિંહના પગની પાસે તલવાર મૂકીને બોલ્યો:–" મહારાજ, મને કેદ કરવાનો હુકમ કરો, હું જ અપરાધી છું. "

રાજાએ વિસ્મય પામીને કહ્યું:–" કાકાસાહેબ, શી હકીકત છે ?"

કાકા સાહેબ:—" તે જ બ્રાહ્મણ. આ સર્વ કામ કાલે આવેલા પેલા બંગાળી બ્રાહ્મણનું છે. "

રાજા જયસિંહે પૂછયું:—" તમે કોણ છો ?"

કાકાસાહેબ:—" હું વિજયગઢનો વૃદ્ધ કાકાસાહેબ છું. "

જયસિંહ:—" તમે શું કર્યું છે ?"

કાકાસાહેબ:—" મેં વિજયગઢની મૈત્રી તોડીને વિશ્વાસઘાતીનું કામ કર્યું છે. મેં મૂર્ખની માફક વિશ્વાસ રાખીને બંગાળી બ્રાહ્મણને સુરંગનો રસ્તો બતાવ્યો હતો. "

વિક્રમસિંહ એકાએક બળીને બોલી ઉઠયા:–" ખડ્ગસિંહ. "

કાકાસાહેબ ચમકી ઉઠયા;–તે ખરેખર ભૂલી જ ગયા હતા કે મારૂં નામ ખડ્ગસિંહ છે.

વિક્રમસિંહે કહ્યું:—"ખડ્ગસિંહ, આટલી ઉમરના થયા છતાં પણ તમે નાના બાળકના જેવું કામ કર્યું ?"

કાકાસાહેબ માથું નિચું કરીને ચૂપ થઇ રહ્યો.

વિક્રમસિંહે કહ્યું:—"કાકા સાહેબ, તમે જ આ કામ કર્યું ? તમારા જ હાથથી આજે વિજયગઢની અપ્રતિષ્ટા થઇ."

કાકાસાહેબ ચૂપકીથી ઉભા થઇ રહ્યા, તેના હાથ થરથર કંપવા લાગ્યા. તેમણે કંપતા હાથે માથુ ખંજોળતાં મનમાં ને મનમાં બબડવા માંડયું, કે "અદષ્ટ."

વિક્રમસિંહ:—"મારા કિલ્લામાંથી બાદશાહનો વિરોધી નાશી જવાથી દિલ્હીશ્વરની પાસે તમે મને અપરાધી બનાવી દીધો."

કાકાસાહેબ:—"અપરાધી તો માત્ર હું એકલો જ છું. મહારાજ અપરાધી છે, એવું બાદશાહ માની શકે જ નહિ.

વિક્રમસિંહે ગુસ્સે થઇને કહ્યું:—"તમે કોણ ? તમારો બાદશાહ શું કરી શકશે ? તમે તો મારા જ માણસ છો, એ તો મેં જ મારા હાથે કેદીની બેડીઓ તોડી નાંખી હોય એવું થયું."

કાકાસાહેબ આ સાંભળી અવાક્ થઇ ગયો. તેની આંખોમાંથી આંસુ ટપકવા માંડયાં. વિક્રમસિંહે કહ્યું:—"તમને શી સજા કરૂં ?"

કાકાસાહેબ:—"મહારાજની ઇચ્છામાં આવે તે."

વિક્રમસિંહ:—"તમે વૃદ્ધ છો, તમને શી સજા કરૂં, વિજયગઢની હદમાં રહેવું તમારે માટે યોગ્ય નથી."

કાકાસાહેબે વિક્રમસિંહના પગે પડીને પ્રાર્થના કરી કે, "વિજયગઢની હદ બહાર ? નહીં મહારાજ, હું વૃદ્ધ માણસ છું. મારી અક્કલ ઠેકાણે ન રહી, મને વિજયગઢની માટીમાં જ મળી જવા દો. ભલે ફાં-

સીની સજા કરો. પણ આ બુઢાપામાં મને શિયાળ કે કુતરાની માફક વિજયગઢમાંથી બહાર ન કહાડો.”

રાજા જયસિંહે કહ્યું:—“મહારાજ, મારી ઇચ્છા એવી છે કે તમે આ માણસનો અપરાધ ક્ષમા કરો. હું બાદશાહને આ હકીકત સમજાવી દઇશ.”

કાકાસાહેબને માફી મળી. દરબારમાંથી બહાર જતી વખતે કાકાસાહેબ કંપવા મંડયા. તે દિવસથી કાકાસાહેબ ઘણું દેખાતા નહોતા. તે પછી તે ઘરની બહાર પણ નીકળતા નહીં.

---

## પ્રકરણ પચીસમું.

---

### નક્ષત્રરાયનો ગુજુરપાડામાં મુકામ.

---

ગુજુરપાડા બ્રહ્મપુત્રા નદીના કિનારે એક નાનું સરખું ગામ છે. ત્યાં એક પીતાંબરરાય નામનો નાનો જમીનદાર છે. ત્યાં વસ્તી વધુ નથી. પીતાંબર પોતાના દેવીગૃહમાં બેસીને પોતાને રાજા કહેવરાવે છે. તેની પ્રજા પણ તેને રાજા તરીકે માને છે. તેનો રાજ મહિમા આ આંબા અને પીલૂડાનાં જંગલોથી ઘેરાયલા નાના ગામની અંદર વિરાજમાન છે. તેનો યશ આ ગામનાં જંગલોમાં થઇને તે ગામના પ્રાંતમાં જ વિલીન થઈ જાય છે. સંસારના મોટા મોટા રાજા મહારાજાઓનો પ્રખર પ્રતાપ આ નાના સરખા છાયામય ગામમાં પહોંચી શકતો નથી. કેવળ નદીના કિનારે તીર્થ સ્નાનના ઉદ્દેશથી ત્રિપુરાના રાજાનું એક મહાન મકાન બાંધેલું છે. પણ ઘણા દિવસથી તેમના તરફથી કોઇ સ્નાન કરવાને માટે આવતું નથી. ત્રિ-

પુરાના રાજા સંબંધી એક વાત ગામના લોકોમાં ચાલવા માંડી. "એક દિવસ ભાદરવા મહીનામાં ગામમાં ખબર પહોંચી કે ત્રિપુરાથી એક રાજકુમાર નદીના કિનારાવાળા જુના મકાનમાં વાસ કરવાને માટે આવીને રહેલા છે. કેટલાક દિવસ પછી મોટી મોટી પાઘડીઓ પહેરીને લોકોએ ત્યાં આવીને ઘણી જ ધમાલ મચાવી દીધી. તે પછી એક મહિના પછી હાથી, ઘોડા, અને લાવ લશ્કર લઇ નક્ષત્રરાય ગુજુરપાડા ગામમાં આવી પહોંચ્યો. તેનો ઠાઠ માઠ જોઇને ગામવાળાના મોંઢેથી કાંઇ શબ્દ ન નીકળ્યો. આટલા દિવસ સુધી તો તે સર્વે પીતાંબરને જ મોટો રાજા કરીને માનતા હતા; પરંતુ આજે લોકોના માનવામાં તે વાત ન આવી. નક્ષત્રરાયને જોઇને સર્વ લોકો એક અવાજે બોલ્યા કે;—"હા, રાજકુમાર આવા જ હોય છે." જોકે નક્ષત્રરાયને જોઇને તેના તેજ આગળ પીતાંબર અને તેનું સુશોભિત પકકું મકાન તેમ જ દેવીગૃહ સર્વ ફીકાં પડી ગયાં; તથાપિ તેમના આનંદની સીમા ન રહી. નક્ષત્રરાયને તેણે એટલો મોટો રાજા કરીને માન્યો કે, પોતાની નાની સરખી રાજ મર્યાદાને તેના ચરણમાં અર્પણ કરીને તે ઘણો જ પ્રસન્ન થયો. નક્ષત્રરાય જ્યારે હાથી ઉપર સ્વારી કરીને નીકળતો ત્યારે પીતાંબર પોતાની પ્રજાને પોકારીને કહેતો કે;—"તમે સર્વેએ રાજા જોયા છે? જુવો આ રાજા છે." પીતાંબર પ્રતિદિન કેટલીય ખાવાની વસ્તુઓ લઇને નક્ષત્રરાયને આપી આવતો હતો. નક્ષત્રરાયનો નવો ખૂબસૂરત ચહેરો જોઇને પીતાંબરના હૃદયમાં પ્રેમ ઉભરાઈ આવતો. નક્ષત્રરાય જ ગામનો રાજા બની ગયો, અને પીતાંબર તો ગામના લોકોના જેવો જ ગણાવા લાગ્યો.

દિવસમાં ત્રણવાર નોબત વાગવા માંડી, ગામના રસ્તામાં હાથી ઘોડા ફરવા લાગ્યા. દરવાજા ઉપર પહેરેદારોના હાથમાં વીજળીની

માફક નાગી તલવાર ચમકવા લાગી. અત્તર ભરાવા માંડયું. પીતાંબર અને તેની પ્રજા ભારે આનંદથી પ્રફુલ્લિત થઇ રહી. નક્ષત્રરાય આ પ્રમાણે દેશનિકાલની સજામાં રાજા થઇને સઘળું દુઃખ ભૂલી ગયો. અહીં તેના ઉપર રાજત્વનો ભાર બીલકુલ નથી. છતાં રાજકિય સઘળાં સુખ છે. અહીં તે સર્વથા સ્વતંત્ર છે. તેના દેશમાં તેનું એટલું બધું માન નહોતું, અહીં રઘુપતિથી પણ તેને ડરવાનું નહોતું. નક્ષત્રરાય ઉલ્લાસિત મનથી ભોગ વિલાસમાં નિમગ્ન થઈ ગયો. ઢાકા શહેરમાંથી ગણિકાઓને બોલાવી નાચગાન કરાવા લાગ્યો.

નક્ષત્રરાયે ત્રિપુરાના રાજાનું અનુકરણ કરવા માંડયું. નોકરો-માંથી એકને મંત્રી બનાવ્યો, એકને સેનાપતિ બનાવ્યો, પીતાંબરને દિવાન કહીને બોલાવા લાગ્યા. અને ન્યાયાસન સાથે રાજદરબાર ભરાવા મંડયો. નક્ષત્રરાય ઘણાજ ઠાઠમાઠથી ઇન્સાફ કરવાને માટે બેસે છે. એક માણસે આવીને ફરીઆદ કરી કે "મથુરભાઇએ મને કુતરો કહ્યો," તેની તપાસ ચાલી તેમાં મથુરાને અપરાધી ઠરાવી તેના બંને કાન કાપી નાંખવાનો હુકમ કર્યો. આ પ્રકારે નક્ષત્રરાય ઇન્સાફ કરે છે અને સુખેથી દિવસ વિતાવે છે. કોઇ વખતે કાંઇ કામ ન હોય તો છેવટે ગમ્મતની ખાતર નવા કેસ ઉભા કરી મંત્રી અને રાજસભાસદો એકઠા કરી આનંદ ઉડાવતા હતા. અગાધ ચિંતા અને વિચારનો અંત રહેતો નહીં. એક દિવસ કેટલાક સૈનિક સિપાઇઓએ પીતાંબરના દેવીગૃહ ઉપર હલ્લો કર્યો. અને તેના બાગમાંથી કેટલાંક ફળ, અને તેના ઘરમાંથી કેટલુંક અનાજ વિગેરે લઇને તેઓ ઘણીજ ધામધૂમ સાથે વાજાં વગડાવતા વગડાવતા રાજદરબારમાં ગયા. આ પ્રકારની ગમતથી નક્ષત્રરાયના ઉપર પીતાંબરનો સ્નેહ વધવા માંડયો.

આજે રાજભવનમાં બિલાડીનું લગ્ન છે. નક્ષત્રરાયની પાસે એક

નાની સરખી બિલાડી હતી. તેની સાથે મંડલદેવના બિલાડાનો વિવાહ થવાનો છે. ચૂડામણિને ઇનામને માટે ત્રણસો રૂપિઆ આપ્યા છે. પીઠી ચઢાવાની સર્વ તૈયારી થઈ રહી છે. આજે સંધ્યાકાળે શુભ મૂહુર્ત્તમાં લગ્ન થવાનાં છે. આ મહોત્સવને લીધે રાજભવનના કોઇ પણ માણસને ફુરસદ નથી. સાંજે રસ્તા ઉપર રોશની કરવામાં આવી છે. નોબતો વાગવા માંડી. મંડલદેવના ઘેરથી જરીયાનનો પોષાક પહેરી બિલાડો અત્યંત અધીરા અવાજે "મ્યાઉં મ્યાઉં" કરતો હાથી ઉપર સવાર થયો. મંડલદેવના ઘેરથી એક નાના સરખા છોકરાએ બિલાડાના ગળે બાંધેલી સાંકળ પકડેલી છે. સ્વસ્તિ વાચન અને શંખ ધ્વનિની સાથે વરને મંડપમાં આણ્યો. પુરોહિતનું નામ કિનારામ હતું, પણ નક્ષત્રરાયે તેનું નામ રઘુપતિ રાખ્યું હતું. ખરા રઘુપતિની તો તેને બીક લાગતી હતી તેથી બનાવટી રઘુપતિની સાથે તે ઠઠ્ઠા મશ્કરીઓ કરતાં અચકાતો નહિ. એટલુંજ નહિ પણ અમથો અમથો તેને પજવતો હતો. અને બિચારો કિનારામ તે સઘળું સહન કરતો હતો. આજે દૈવવશાત કિનારામના પુત્રને સખત તાવ આવેલો હોવાથી તે દરબારમાં હાજર નહોતા. તેથી નક્ષત્રરાય ગાભરો થઇને પૂછવા લાગ્યો કે;—"રઘુપતિ ક્યાં છે?" નોકરે કહ્યું કે; તેના ઘરમાં કોઇ માંદુ છે તેથી આવ્યા નથી. નક્ષત્રરાયે તે સાંભળી ગુસ્સે થઇને કહ્યું કે; "તેને એકદમ બોલાવો." જેથી નોકરો દોડતા તેને બોલાવા ગયા. તે વખતે ખૂબ જોરથી રડતી બિલાડીની આગળ નાચગાન થવા લાગ્યાં. નક્ષત્રરાયે કહ્યું; "ગાવા માંડો." જેથી જોરથી ગાવા બજાવાનો આરંભ થઇ રહ્યો. કેટલીકવારે નોકરે આવીને કહ્યું કે; "રઘુપતિ આવ્યા છે." નક્ષત્રરાયે ગુસ્સે થઇને કહ્યું કે "બોલાવો," જેથી પુરોહિતજી ઘરમાં આવ્યા. પુરોહિતને જોતાં જ નક્ષત્રરાયનો

ગુસ્સો ઉતરી ગયો. તેનો ભાવ બદલાઈ ગયો. તેનું મોં દિલગીર થઇ ગયું. શરીરે પરસેવો વળ્યો. ગાવું બજાવવું બંધ થઇ ગયું. સા-રંગી, તબલા સર્વ વાજાં બંધ પડી ગયાં. માત્ર ઘરમાં એક બિલા-ડીનો "મ્યાઉં, મ્યાઉં," અવાજ સંભળાતો રહ્યો.

હા, છે તો રઘુપતિ જ. તેમાં કાંઈ સંદેહ નથી. લાંબા પહોળા હૃષ્ટ, પુષ્ટ અને તેજસ્વી રઘુપતિની ઘણા દિવસના ભૂખ્યા કુતરાની માફક બે આંખો ડગમગી રહી હતી. તે ધુળથી ભરેલા બંને પગને કિનખાબની ચાદર ઉપર મૂકીને બોલ્યો;—"નક્ષત્રરાય!" પણ નક્ષત્ર-રાય કાંઇ બોલ્યો નહિ. પછી રઘુપતિએ ફરી કહ્યું:—"તમે રઘુપતિને બોલાવ્યો છે? હું આ આવ્યો." નક્ષત્રરાયે દબાતાં દબાતાં ધીમે અવાજે કહ્યું; "હા." રઘુપતિએ કહ્યું:—"ઉઠો, આમ આવો." નક્ષત્રરાય ધીરે રહીને ઉઠયો, અને તેની પાછળ ગયો. બિલાડીનો વિવાદ અને ગાવું બજાવવું સર્વ જ્યાંનું ત્યાં પડી રહ્યું,

## પ્રકરણ છવીસમું.

### નક્ષત્રરાયના આનંદમાં ભંગ.

રઘુપતિએ પૂછ્યું; "આ સર્વ શું થતું હતું?"

નક્ષત્રરાયે માથુ ખંજોળતાં કહ્યું;—"નાચ થતો હતો."

રઘુપતિએ અભાવ દર્શાવી, નસકોરાં ચઢાવી કહ્યું;—"છી, છી;!"

નક્ષત્રરાય અપરાધીની માફક ઉભોજ રહ્યો.

રઘુપતિએ કહ્યું:—"કાલે અહીંથી જવાનું છે માટે તૈયાર થાવ."

નક્ષત્રરાયે કહ્યું:—"કયાં જવાનું છે?"

રઘુપતિઃ—" એ પછી કહીશું. હાલ અહીંથી મારી સાથે ચાલો."

નક્ષત્રરાયઃ—" મને અહીં ઘણું જ અનુકૂળ છે. "

રઘુપતિઃ—" અનુકૂળ છે ? તમે રાજવંશમાં ઉત્પન્ન થયા છો.

તમારા પૂર્વ પુરુષો સર્વે રાજ્ય કરતા હતા. અને તમે તો આજે આ જંગલી ગામના રાજા થઇને બેઠા છો. છતાં પણ કહો છો કે " મને તો અહીં અનુકૂળ છે. " રઘુપતિએ તીક્ષ્ણ કટાક્ષપાત કરીને કહ્યું કે નક્ષત્રરાય તમે અહીં સારી દશામાં નથી. નક્ષત્રરાયે પણ તે વાત માની. તેણે કહ્યું;–" સારી રીતે એટલે શું, હવે હું શું કરૂં તે તમે જ કહો. "

રઘુપતિઃ—" ઉપાય ઘણા છે. ઉપાયોની ખામી નથી. હું તમને તેનો રસ્તો બતાવીશ. તમે મારી સાથે ચાલો. "

નક્ષત્રરાય—" દિવાનજીને હું જરા પૂછી લઉં. "

રઘુપતિ—" નહીં, પૂછવાની જરૂર નથી."

નક્ષત્રરાય—" અને મારી આ સર્વ માલ મિલકત ? "

રઘુપતિ—" તેની કાંઇ જરૂર નથી. "

નક્ષત્રરાય—" નોકર ? "

રઘુપતિ—" કાંઇ જરૂર નથી. "

નક્ષત્રરાય—" મારી પાસે રૂપિયા નથી. "

રઘુપતિ—" મારી પાસે છે. હવે કાંઈ વિચાર ન કરો, હાલ સુઈ જાવ. કાલે સવારે આવવું પડશે. " આમ કહીને જવાબની પણ રાહ ન જોતાં રઘુપતિ ત્યાંથી ચાલતો થયો.

સવારે નક્ષત્રરાય ઉઠયો. ત્યારે કેદીઓ મધુર સ્વરે ગાયન ગાઈ રહ્યા છે. નક્ષત્રરાયે બહાર આવીને જોયું તો પૂર્વમાં સૂર્યોદય થઈ રહ્યો છે. ઉભય તટે વૃક્ષોની વચમાં થઇને નાના નાના નિઃશબ્દ ગા-

મોના કિનારે થઇ બ્રહ્મપુત્રા નદી પોતાની વિપુલ જલધારાને લઇને નિરંતર વહ્યાં કરે છે. કોટના ઝરૂખામાંથી નદીના કિનારા ઉપરનું એક નાનું સરખું ગામ નજરે પડે છે. એક બૈરી આંગણામાં વાળ્યાં કરે છે. એક પુરૂષ તેની સાથે એક બે વાતો કરીને માથે ચાદર ઓઢીને વાંસની લાંબી લાકડીના છેડે પોટલી ભરવી સ્વસ્થ ચિત્તે બહાર ચાલવા મંડયો. પક્ષીઓ કોલાહલ કરી રહ્યાં છે. ઝરૂખાની પાસે ઉભા રહી અને બહારની તરફ જોતાં નક્ષત્રરાયે એક લાંબો શ્વાસ લીધો. આ વખતે રઘુપતિએ પાછળથી આવીને નક્ષત્રરાયને સ્પર્શ કર્યો. નક્ષત્રરાય ચમકી ઉઠયો. રઘુપતિએ કોમળતા સહિત મધ્યમ સ્વરે કહ્યું, "જવાનો વખત થયો છે." નક્ષત્રરાય હાથ જોડીને ઘણી જ અધીરતાથી બોલ્યો, "મહાશય, મને ક્ષમા કરો. હું અહીંથી કંઈ પણ જવા ઇચ્છતો નથી. હું અહીં ઘણા જ સુખમાં છું."

રઘુપતિએ કાંઈ ન બોલતાં નક્ષત્રરાયના મુખની તરફ પોતાની અંગારા જેવી દૃષ્ટિ નાંખી.

નક્ષત્રરાયે આંખો નીચી કરીને કહ્યું;—"ક્યાં જવું પડશે ?"

રઘુપતિ—"તે હું હાલ કહી શકતો નથી."

નક્ષત્રરાય—"મારા ભાઇના વિરૂદ્ધનું કામ હું નહિ કરૂં."

આ સાંભળી રઘુપતિ ક્રોધનો માર્યો બળી ગયો અને બોલ્યો:—"તારા ભાઇએ તારા ઉપર શો ઉપકાર કર્યો છે. કહેતો ખરો કે હું સાંભળું તો ખરો! નક્ષત્રરાયે મોં ફેરવી અને ઝરૂખાની બહાર નજર કરીને કહ્યું;—"હું જાણું છું કે તે મારા ઉપર પ્રેમ રાખે છે."

રઘુપતિએ મંદમંદ હાસ્ય કરીને કહ્યું:—"હરે! હરે! શો પ્રેમ! હું સર્વ સમજું છું. ધ્રુવને નિર્વિઘ્નપણે પોતાનો વારસ બનાવવાને માટે તેણે તારા ઉપર જુઠો કેસ ઉભો કરીને તને રાજ્યમાંથી દૂર

કર્યો છે. અહા, રાજ્યના ભારથી માંખણથી પણ કોમળ તારો ભાઈ દુઃખી ન થાય તે જોજે! હવે તું તેના રાજ્યમાં શું પ્રવેશ કરી શકશે? મૂર્ખ!"

નક્ષત્રરાયે તુરત જ કહ્યું;—"શું હું એટલી સાધારણ વાત પણ સમજતો નથી. હું સર્વ સમજું છું. પણ સમજીને શું કરૂં, ઉપાય જ રહ્યો નથી."

રઘુપતિ—"એજ ઉપાય કરવાનો છે. તેને માટે તો હું આવ્યો છું. ઇચ્છા હોયતો મારી સાથે ચાલ, નહીં તો આ વાસના જંગલમાં એઠે એઠે તારા શુભચિંતક બાપદાદાના નામનો જાપ કર્યા કર, હું તો આ ચાલ્યો."

એટલું કહી રઘુપતિ ચાલવા મંડયો. નક્ષત્રરાયે તુરત જ તેની પાછળ પાછળ જઈને કહ્યું, "હું આવું છું. પણ દીવાનજી આપણી સાથે આવવા માટે ઈચ્છા કરે તો આપણને શું હરકત છે?"

રઘુપતિ—"નહીં. મારા અને તારા સિવાય ત્રીજા કોઈની ત્યાં જરૂર નથી."

નક્ષત્રરાયની ઘર છોડીને બહાર પગ મૂકવાની પણ ઈચ્છા નહોતી. વિનોદની આ સર્વ વસ્તુઓનો ત્યાગ કરીને તેમ જ દીવાનજીનો ત્યાગ કરીને કોણ જાણે કે રઘુપતિની સાથે એકલા ક્યાં જવું પડશે. પણ રઘુપતિ તેની ચોટલી પકડીને પરાણે ખેંચી જાય છે. તે સિવાય નક્ષત્રરાયના મનમાં ભયથી એક પ્રકારનું કુતુહલ ઉત્પન્ન થયું.

નાવ તૈયાર છે. નદીના કિનારે જતાં નક્ષત્રરાયે જોયું કેઃ—ખાંધ ઉપર રૂમાલ નાંખીને પીતાંબર સ્નાન કરવાને માટે આવ્યો છે. પીતાંબર નક્ષત્રરાયને જોઈ અને બોલ્યો, "જય થાવ મહારાજ!

સાંભળ્યું છે કે કાલે કંઈકથી એક દુષ્ટ બ્રાહ્મણે આવીને આપના આનંદનો ભંગ કર્યો છે. "

નક્ષત્રરાય શરમાઈ ગયો. રઘુપતિએ સ્થિરભાવથી કહ્યું: "તે દુષ્ટ બ્રાહ્મણ હું જ છું."

એ સાંભળી પીતાંબર હસી પડયો અને બોલ્યો:–"આપના મોંઢે આપનાં વખાણ કરવાં તે અયોગ્ય છે. જાણી જોઇને કોણ એવો હશે કે જે મોંઢામોંઢ કોઇ માણસની નિંદા કરી શકે? અથવા તો કોઇ પણ માણસ કોઇને મોંઢે તેની નિંદા કરતો નથી. આપ મનમાં કાંઇ ન લાવશો. પાછળ તો લોક ગમે તેની નિંદા કરે જ છે. જે મારે મોંઢે મને રાજા કહે છે તે પાછળ મને પીતાંબરીઓ કહીને બોલાવે છે. પાછળ તો ઘણાય ગમે તે બોલે પણ મોંઢા ઉપર કોઇ કાંઇ કહી શકે નહિ. ખરૂં પૂછો તો આપનું મોં કેમ આટલું ઉદાસ જણાય છે? કેટલાક તો મોં ઉપરથી જ એવું અનુમાન કરે છે. મહારાજ, આપ આજે આટલા બધા વહેલા કેમ નદી કિનારે આવ્યા છો?"

નક્ષત્રરાયે કાંઇક કરુણ સ્વરે કહ્યું:–"દીવાનજી, કારણ તો એ છે કે હાલ હું અહીંથી જઉં છું."

પીતાંબર:—"જાવ છો? કયાં? ન્હપાડા, મંડલદેવને ઘેર?"

નક્ષત્રરાય:—"નહીં દીવાનજી, મંડલદેવને ઘેર નહિ, પણ ઘણેજ દૂર જઉં છું."

પીતાંબર:—"ઘણે દૂર? તો શું આપ હંમેશને માટે જાવછો?"

નક્ષત્રરાયે રઘુપતિના મોં સામે જોઇને કેવળ ખિન્ન ભાવથી માથુ હલાવ્યું.

રઘુપતિએ કહ્યું:—"વખત થઇ ગયો છે માટે નાવમાં બેસો."

પીતાંબરે ઘણા જ સંદેહ અને ક્રોધની સાથે બ્રાહ્મણના મોંની

તરફ જોયું અને કહ્યું:—"બાવાજી, તમે કોણ છો? અમારા મહારાજાની ઉપર હુકમ કરવાને માટે આવ્યા છો?"

નક્ષત્રરાયે વ્યગ્ર થઇને પીતાંબરને પોતાની પાસે ખેંચીને કહ્યું:—"એ મારા ગુરૂ છે."

પીતાંબર બોલ્યો:—"ભલે, ગુરૂ હોય તો કોણ ના કહે છે, મારા દેવી ઘરમાં આવીને રહે, હું તેમને માટે ચોખા, દૂધ, કેળાં વિગેરેનો બંદોબસ્ત કરીશ અને માનપૂર્વક રાખીશ. મહારાજને ત્યાં તેમનું શું કામ છે?

રઘુપતિ:—"વખત નકામો જાય છે, માટે હું તો જઉં છું."

પીતાંબર:—"આપની ખુશી, વાર કરવાનું કારણ નથી, આપ પધારો. મહારાજને લઇ હું બંગલે જઉં છું."

નક્ષત્રરાયે ફરી રઘુપતિના મોં સામે જોઇને કોમળ સ્વરે કહ્યું:—"નહીં દિવાનજી હુંતો જઉં છું."

પીતાંબર:—"તો હું પણ આવું છું. નોકરોને સાથે લેતા જાવ. રાજા જશે તો શું સાથે દિવાનને નહીં લઈ જાય?"

નક્ષત્રરાયે માત્ર રઘુપતિના મોં સામે જોયું.

રઘુપતિએ કહ્યું:—"અમારી સાથે કોઈની જરૂર નથી." પીતાંબર ઉદાસ થઇને નક્ષત્રરાયનો હાથ પકડીને બોલ્યો—"જુવો સાહેબ, હું તમને રાજા કરીને માનું છું. એટલું જ નહિ પણ હું તમારી સાથે પુત્ર તુલ્ય સ્નેહ રાખું છું. મારે કાંઈ વસ્તાર નથી. આપના ઉપર મારૂં કાંઇ જોર નથી. આપ જાવ છો તો કાંઈ હું આપને જબરજસ્તીથી અહીં રોકી શકું તેમ નથી. પરંતુ મારી એક માગણી છે કે આપ ભલે જાવ, પણ મારા મરતા પહેલાં પાછા અહીં આવજો. હું

મારા હાથથી મારી સઘળી સમ્પત્તિ આપને આપી દઈશ. માત્ર એટલી જ મારી છેવટની અભિલાષા છે. ”

નક્ષત્રરાય અને રઘુપતિ નાવમાં બેઠા. અને દક્ષિણ તરફ નાવને હંકાર્યું. પીતાંબર સ્નાન કરવાનું ભૂલી ગયો અને અંગુછો ખભા ઉપર રાખીને જ ચિંતિત ચિત્તે ઘેર પાછો આવ્યો. ગુજરપાડા શૂન્ય થઈ ગયું. તેનો આનંદ ઉત્સવ ભંગ થઈ ગયો.

## પ્રકરણ સત્તાવીસમું.

### નક્ષત્રરાય અને રઘુપતિની મુસાફરી.

વેગળાની મુસાફરી છે. નદી જણાતી નથી. જંગલ ઘણું મોટું છે. ઘણીવાર નાવમાં, કદી પગે ચાલીને, કદી ઘોડા ઉપર, કદી તડકામાં, કદી વરસાદના પાણીમાં, કદી શોરબકોર થતા દિવસે, કદી રાતે ભયંકર અંધારામાં નક્ષત્રરાયે બરોબર ચાલવા માંડયું. ઘણાય દેશો, કેટલાક વિચિત્ર બનાવો અને કેટલાય વિચિત્ર લોક દેખવામાં આવ્યા. પરંતુ નક્ષત્રરાયની પાછળ છાયાની માફક મ્લાન મુખે, અગ્નિની માફક પ્રકાશમાન, માત્ર રઘુપતિ વળગી રહ્યો છે. દિવસે રાતે અને સ્વપ્નમાં પણ રઘુપતિ હાજર જ હોય છે. રસ્તામાં મુસાફરો ચાલી રહ્યા છે. રસ્તાની બાજુ ઉપર નાનાં છોકરાં ધૂળમાં રમ્યાં કરે છે. બજારમાં સેંકડો મનુષ્યો હરફર કરી રહ્યા છે. આરા ઉપર સ્ત્રીઓ પાણી ભરી રહી છે. નાવમાં માછી લોકો ગાયન ગાતા આવ જા કરે છે. પરંતુ નક્ષત્રરાયની પાસે તો માત્ર રઘુપતિ હંમેશાં જાગ્રત્ રહ્યાં જ

કરે છે. સંસારમાં ચારે તરફ વિચિત્ર કૌતુક થઇ રહ્યાં છે. વિચિત્ર બનાવો બની રહ્યા છે, પણ આ અદ્‌ભૂત રહસ્યમય નાટયશાળાની વચમાં થઇને નક્ષત્રરાયનું નશીબ તેને ઘસડી લઇ જાય છે. જનસમાજ તેને તો નિર્જન જેવું જ જણાય છે. લોકોનાં નિવાસ સ્થાન તેને મરુભૂમિ જેવાં જણાય છે. નક્ષત્રરાય થાકીને પોતાની પાછળ પડછાયા રૂપે આવતા રઘુપતિને પૂછે છે કે;—"હવે કેટલે વેગળે જવું પડશે ?" રઘુપતિ કહે છે;—"ઘણે જ દૂર." પાછું નક્ષત્રરાયે પૂછયું:—"કયાં જવું પડશે ?" તેનો જવાબ ન મળ્યો. નક્ષત્રરાયે શ્વાસ લેતાં ચાલવા માંડયું. વૃક્ષોની ઓળમાં પાંદડાંથી છાયેલાં સૂનાં ઝુંપડાંને જોઇને તેના મનમાં આવતું કે, જો આ ઘરમાં રહેવાનું હોત તો કેવું સારૂં થાત, સંધ્યાકાળે ગાયોના ટોળાને, ખભે લાકડી મૂકી લઈ જતા ગોવાળીઆઓને જોઇ તેના મનમાં થતું કે આ લોકોની સાથે સાંજે ઘેર જઈ થાક ખાવાનો હોત તો કેવું સારૂં થાત, બપોરના સખત તાપમાં ખેડૂતો હળવતે ખેડયાં કરે છે, તેમને જોઇને તેને થતું કે "અહા, આ કેવા સુખી છે." આ પ્રમાણે રસ્તામાં ચાલી ચાલીને થાકથી કંટાળેલો નક્ષત્રરાય કાંતિહીન, દુબળો અને કાળો થઈ ગયો છે. તેણે રઘુપતિને કહ્યું:—"બાવા, હવે હું નહીં બચું !"

રઘુપતિએ કહ્યું—"હમણાં તને કોણ મરવા દે છે." નક્ષત્રરાયે મનમાં નક્કી માન્યું કે રઘુપતિની હાજરીમાં તો તે તેને મરવાને માટે પણ છોડનાર નથી. રસ્તે જતી એક સ્ત્રી તેને જોઈ અને બોલી; "અહા, આ કોનો છોકરો હશે ! તેને ઘરમાંથી કોણે બહાર આણ્યો હશે." આ સાંભળી નક્ષત્રરાયનું હૃદય પીગળી ગયું. તેની આંખોમાં પાણી આવ્યું. આ સ્ત્રીને મા તરીકે માનીને તેને ઘેર જવાની તેને ઇચ્છા થઈ.

નક્ષત્રરાય રઘુપતિના હાથે જેમ જેમ દુઃખ ખમવા લાગ્યો તેમ તેમ તે રઘુપતિને અધિન થવા લાગ્યો. રઘુપતિની આંગળીના ઈશારા પ્રમાણે તેને ચાલવું પડતું.

ચાલતાં ચાલતાં કઠણ જમીન આવી, માટી લાલ છે અને રેતાળ છે. કેટલેક દુર છુટાં છવાયાં લોકોનાં ઘર જણાતાં હતાં. નારીયેળનાં જંગલ મૂકીને તે તાડના જંગલમાં આવ્યા. ઘણી જગ્યાએ સુકાઈ ગયેલી નદીઓ રસ્તામાં આવે છે. દૂરથી મોટા મોટા પહાડ જણાવા લાગ્યા. અને ઘણે દહાડે શાહસુજાની રાજધાની દુરથી દેખાવા લાગી.

## પ્રકરણ અઠાવીસમું.

### ત્રિપુરા ઉપર ચઢાઇ કરવા માટે સુજાની પાસે લશ્કરની માગણી.

સુજા જેમ તેમ કરીને રાજધાનીમાં પહોંચી ગયો. હાર થયા પછી અને કેદખાનામાંથી નાશી આવ્યા પછી સુજા નવું સૈન્ય એકત્ર કરવા લાગ્યો; પણ ખજાનામાં શીલીક વધુ નહોતી.

આ અરસામાં ઔરંગજેબ દારાને હરાવીને દિલ્લીના બાદશાહી તખ્ત ઉપર બેઠો છે. સુજા આ ખબર સાંભળીને ગભરાઈ ગયો; પણ લડાઈની કાંઈ પણ તૈયારી થઈ શકે તેમ નહોતું જેથી પોતાને સમય મળતાં ઔરંગજેબને મળવા જવાની ઇચ્છા દર્શાવવા માટે એક દૂતને તેની પાસે મોકલ્યો. તે પત્રમાં લખ્યું હતું કે;—

" આંખોના તારા સ્વરૂપ, હૃદયના આનંદરૂપ પરમ સ્નેહી. પરમપ્રિય ભાઇ ઔરંગજેબને રાજ્યગાદી મળવાથી મારો મનોરથ સફળ થયો છે. જેથી સુજાના મૃત શરીરમાં પ્રાણ આવ્યો છે.

આ વખતે નવા બાદશાહ જો સુજાને બંગાળનો રાજકારભાર ચલાવવાનું જણાવશે તો તે ખુશીથી તેનો સ્વિકાર કરશે."

ઔરંગજેબે ઘણાજ માનથી આવેલા દૂતને બોલાવી કુશળ સમાચાર પૂછ્યા અને તેનાં બાળબચ્ચાંના શુભ સમાચાર જાણવાને માટે પોતાની ઉત્કંઠા જણાવી. ઔરંગજેબે કહ્યું; " જ્યારે ખુદ બાદશાહ શાહજહાંએ સુજાને બંગાળનો રાજ્યકારભાર ચલાવવાની પરવાનગી આપી છે, તો પછી તેને માટે ફરી નવી પરવાનગીની જરૂર નથી."

આજ વખતે રઘુપતિ સુજાના દરબારમાં જઇને હાજર થયો.

સુજાએ ઘણીજ કૃતજ્ઞતા અને સન્માન સાથે પોતાનો ઉદ્ધાર કરનાર રઘુપતિને બોલાવીને પૂછ્યું કે; " શી ખબર છે ?"

રઘુપતિએ કહ્યું—" હજુરની સાથે એક ખાનગી વાત કરવી છે."

સુજાએ મનમાં ને મનમાં કહ્યું—" શી વાત ? કાંઇ દ્રવ્ય આપી શકવાની મારી સ્થિતિ નથી. બાકી બીજી વાત કરવાને હરકત નથી."

રઘુપતિએ કહ્યું—" મારી પ્રાર્થના એ છે કે!"

સુજાએ કહ્યું—"બ્રાહ્મણ, હું તારી ઇચ્છા જરૂર પૂરી કરીશ. પણ થોડા દિવસ રાહ જોવી પડશે. હાલ ખજાનામાં વધુ રૂપીઆ નથી."

રઘુપતિએ કહ્યું—" જનાબેઆલી, મારે સોનું, ચાંદી અથવા બીજું કાંઇ દ્રવ્ય જોઇતું નથી. મારે તો માત્ર પાણી પાયેલું લોઢું જોઇએ છીએ. મારી વાત આપ સાંભળો પછી વિચાર કરો."

સુજા—"ઘણીજ મુશ્કેલી છે. હમણાં તો મને વિચાર કરવાની પણ ફુરસદ નથી, તમે ઘણાજ ખરાબ વખતે આવ્યા છો."

રઘુપતિએ કહ્યું—"શાહજાદા સાહેબ, વખત એ વખત સર્વને માટે છે. આપ બાદશાહ છો તો તે મારે માટે અને હું દરિદ્ર બ્રાહ્મણ છું તો તે મારે માટે છે. આપ આપનો વખત આપનાજ વિચારમાં ગાળશો તો પછી મારો વખત ક્યાં જશે? મારો વિચાર કોણ કરશે?"

સુજાએ દઢતાથી કહ્યું—"ઘણીજ વાર થઇ, આટલી વાતો સાંભળવા કરતાં તમારી મુદ્દાની વાતજ સાંભળી લેવી સારી છે. કહો શું કહેવું છે?"

રઘુપતિએ કહ્યું:—"ત્રિપુરાના રાજા ગોવિંદ માણિક્યે પોતાના નાના ભાઇને વગર ગુન્હે પોતાના રાજ્યમાંથી દેશનિકાલ કરી દીધો છે."

સુજા ગુસ્સે થઇને બોલ્યો:—"બમ્મન, તું બીજાનું ઉપરાણું લઇને મારા વખતને કેમ નકામો ગુમાવે છે? હાલ મને તેવી વાતોના વિચાર કરવાને વખત નથી."

રઘુપતિ—"ફરીઆદી રાજધાનીમાં હાજર છે."

સુજા—"તે ખુદ હાજર થઇને પોતાને મોંઢે જ્યારે પોતાની હકીકત કહેશે, ત્યારે વિચાર કરવામાં આવશે."

રઘુપતિ—"તેને અહીં ક્યારે હાજર કરૂં?"

સુજા—"બમ્મન, તું કોઇ રીતે હઠ છોડતો નથી. ઠીક એક અઠવાડીઆ પછી તેને લઈ આવજે."

રઘુપતિએ કહ્યું—"હજુરનો હુકમ હોય તો હું કાલે સવારે તેને આપની હજુરમાં લાવું."

સુજાએ કહ્યું,—"ઠીક, કાલે જ તેને અહીં લઈ આવજે." આજ આખો દિવસ સુજાનો છૂટકો થયો. રઘુપતિ ત્યાંથી ચાલતો થયો.

નક્ષત્રરાયે કહ્યું—" નવાબની પાસે જઇશું, પણ નજરાણામાં શું લઇ જવું પડશે ? "

રઘુપતિ—" તેને માટે તારે ફીકર રાખવાની નથી. " તેણે નજરાણાને માટે દોઢ લાખ રૂપિયા લાવીને તેની આગળ ધરી દીધા.

બીજે દિવસે સવારે રઘુપતિ ડરતાં ડરતાં નક્ષત્રરાયને સાથે લઇને સુજાના દરબારમાં હાજર થયો. જ્યારે દોઢ લાખ રૂપિયા નવાબના પગની પાસે રાખવામાં આવ્યા, ત્યારે તેનો ચ્હેરો ઉદાસ જણાયો નહિ. નક્ષત્રરાયની ફરીઆદી ઘણીજ ખુશીથી તેણે સાંભળી અને તેણે કહ્યું કે:—" આ વખતે તમારી શી ઇચ્છા છે તે કહો. "

રઘુપતિએ કહ્યું;—" ગોવિંદમાણિક્યને પદભ્રષ્ટ કરીને તેની જગ્યાએ નક્ષત્રરાયને રાજા બનાવવાની પરવાનગી આપવાનો હુકમ કરો."

જો કે સુજા પોતાના ભાઇનું સિંહાસન ખુંચાવી લેવાને માટે જરા પણ સંકોચ રાખતો નથી, તથાપિ એ વખતે તેના હૃદયમાં કાંઇક આચકો લાગ્યો. પણ રઘુપતિની પ્રાર્થના પુરી કરવી તેને યોગ્ય લાગી. એમ ન કરવાથી રઘુપતિ પાછો ઘણી દલીલો કરશે એવો તેને ડર હતો. બીજું એક દોઢ લાખ રૂપિઆ નજરાણો મળવા છતાં પણ કાંઇ વાત ધ્યાનમાં ન લેવી એ ઠીક નહિ. તેણે કહ્યું;— " ઠીક, ગોવિંદ માણિક્યને રાજ્યમાંથી દૂર કરી અને નક્ષત્રરાયને રાજ્ય મળે તેવો પરવાનો તમને મળશે. તમે તેને તમારી સાથે લઇ જાવ. "

રઘુપતિએ કહ્યું;—" રાજ્યનું સૈન્ય પણ કેટલુંક સાથે જોઇશે."

સુજાએ દઢતાથી કહ્યું;—" નહીં, નહીં, એ વાત નહીં બને. હું હાલમાં લડાઇમાં ઉતરી શકીશ નહિ."

રઘુપતિએ કહ્યું;—"લડાઇના ખર્ચને માટે છત્રીસ હજાર રૂપિયા હું હાલમાં જ અહીં રજુ કરૂં છું અને નક્ષત્રરાય ત્રિપુરાનો રાજા થતાં એક વર્ષનો ખજાનો સેનાપતિની સાથે અહીં મોકલી દેવામાં આવશે."

આ વાત સુબાને અત્યંત અગત્યની લાગી, મંત્રી એ પણ તેમાં સમ્મતિ આપી. પછી એક મોટું મુગલોનું લશ્કર લઇને રઘુપતિ અને નક્ષત્રરાય બંને ત્રિપુરાની તરફ રવાના થયા.

## પ્રકરણ ઓગણત્રીસમું.

### ધ્રુવની રમત અને રાજપુરોહિત બિલ્વન ઠાકુરની લાયકાત.

આ વખતે ધ્રુવની ઉમ્મર ચાર વર્ષની છે. તે હાલ સારી રીતે બોલી શકે છે. હવે તે પોતાને મોટો થએલો માને છે. જો કે તે દરેક વાક્ય સ્પષ્ટ રીતે બોલી શકતો નથી, તો પણ જેટલું બોલી શકે છે તેટલું ખૂબ જોરથી બોલી શકે છે. "રમકડું આપીશ." કહીને તે રાજાને વધુ ગમ્મત કરાવે છે. રાજા કંઈ આશ્ચર્યતા જણાવે છે તો તે કહે છે કે: "હું ઘર બંધ કરી દઇશ." એમ કહીને બીક બતાવે છે. હાલમાં રાજા તેના દરેક હુકમને માન્ય રાખે છે. ધ્રુવને નાપસંદ પડે એવું કાંઇ પણ કામ તે કરતા નહોતા.

એવામાં એકાએક ધ્રુવને એક પડોશીની છોકરીની ઓળખાણ થઇ. જે ધ્રુવ કરતાં છ મહિને નાની હતી. દશેક મહિનામાં તો તે બંને વચ્ચે ગાઢ મૈત્રી થઇ ગઇ, એક વખત ધ્રુવના હાથમાં એક પતાસું હતું. પ્રથમ પ્રેમને લીધે ધ્રુવે તે પતાસાને પોતાની બાજુ

આંગળીયો વડે તે છોકરીનું મોં ઉઘાડીને તેમાં મૂકી દીધું. અને માથું હલાવતાં સ્નેહવશ થઇ કહ્યું; "તું ખા." તેણે તે ખાધું અને ઘણીજ ખુશી થઇ પાછું કહ્યું કે; "ખાવું છે." આથી ધ્રુવ કાંઇક અધીર થઇ ગયો; મિત્રત્વભાવ ઉપર આવું દબાણ કરવું તે તેને ન્યાયવાળું ન જણાયું. ધ્રુવે પોતાની સ્વાભાવિક ગંભિરતા અને ચતુરતાની સાથે પાછું માથું હલાવી અને આંખો બતાવીને કહ્યું:— "હવે બહુ ન ખવાય. બહુ ખાવાથી પેટમાં દુઃખે અને બાપા મારે." એમ કહીને ધ્રુવે એકદમ પોતાના હાથમાંનાં પતાસાં પોતાના મોંમાં મૂકી દીધાં. જેથી તે બાળકીનાં લક્ષણ બદલાઇ ગયાં અને રડવા જેવી થઇ ગઇ. ધ્રુવ કોઇને પણ રડતું જોવાનું પસંદ કરતો નહોતો તેથી તુરત જ તે તેને આશ્વાસન આપતાં બોલ્યો; "કાલે આપીશ."

ધ્રુવ આ તરફ રાજાને આવતા જોઇ ઘણી જ સાવધાનીથી પોતાની નવી સ્નેહી બાળકીના તરફ જોઇને બોલ્યોઃ "તેને કાંઇ ન કહેશો, એ લલશે. એને મારશો નહિ." જોકે રાજાની તે છોકરી ઉપર કોઇ પણ તરેહની અપ્રસન્નતા તો હતી જ નહિ, તથાપિ તેમના શરીર ઉપર આડા પડીને સાવધાન કરી દેવાનું ધ્રુવને ઘણુંજ ઠીક લાગ્યું.

ચતુર લોકો જે પ્રકારે શાંતભાવ ધારણ કરીને ધ્રુવને ઉપદેશ દેતા હતા અને ખરાબ કામથી દૂર રહેવાને માટે તેવાં કામને ધિક્કારતા હતા, તેવી જ રીતે ધ્રુવે પણ લોકોના સારાને માટે આ ઉપદેશો અને ધિક્કાર વાક્યોને જણાવી દેવાનું યોગ્ય ધાર્યું. રાજાએ આ બાળકીને મારી નહિ, તેથી ધ્રુવે જાણ્યું કે પોતાનું કહેલું નિષ્ફળ ગયું નથી.

તે પછી ધ્રુવે ગંભીરપણે તે બાળકીને કહ્યું, "ડરવાનું કાંઇ કારણ નથી." એમ કહી તેને ધીરજ આપવા લાગ્યો. પણ તે

છોકરી તો પોતે જ નિર્ભયતાપૂર્વક રાજાની પાસે જઇને નવાઇની માફક તેમના હાથના કંકણુ ફેરવી ફેરવીને જોવા લાગી.

ધ્રુવે માત્ર એક પોતાના જ પ્રયત્ન અને પ્રયાસથી લોકોમાં એક પ્રકારની શાંતિ અને પ્રેમ સ્થાપિત કરીને રાજાના મુખની પાસે, પ્રસન્ન મને પોતાનું હસતું વદન રાખ્યું. રાજાએ તેને પ્રસન્નતાપૂર્વક બચી કરી, ત્યારે ધ્રુવે પોતાની સંગિનીનું મોં બતાવીને રાજાને કહ્યું કે, “ આને બચી કરો. ” રાજાને ધ્રુવની વાત માનવી પડી. તેથી તે છોકરી તો જાણે પ્રથમથી પરિચયવાળી હોય તેવી રીતે નિઃસંકોચ ભાવથી રાજાના ખોળામાં જઇ બેઠી. આટલા દિવસ સુધી તો ધ્રુવના મનમાં કોઇ પણ પ્રકારની અસ્થિરતા નહોતી. પણ આ પ્રમાણે ધ્રુવના સિંહાસન ઉપર દબાણુ થતાં જ તેનો વિરાટ પ્રેમ ચંચળ થઈ ગયો. રાજાના ખોળામાં પોતાનું જ માત્ર એક આધિપત્ય સ્થાપિત કરવાની ઇચ્છા તેને બળવતી થઇ આવી. તેનું મોં ભારે થઇ ગયું. એક બેવાર તો તેણે તે છોકરીને હાથવતી ખેંચવા માંડી, તે એટલે સુધી કે તે છોકરીને મારીને પણ ખોળામાંથી ધસડી પાડવાનો તેણે વિચાર કર્યો. ત્યારે રાજાએ આ ટંટો મટાડવાને માટે ધ્રુવને પણ પોતાના બીજી બાજુના અર્ધા ખોળામાં બેસાડયો; પરંતુ સંતોષ થયો નહિ. અને તે છોડીને ખોળામાંથી ઉઠાડી મૂકવા તે આક્રમણ કરવા લાગ્યો. આ વખતે રાજપુરોહિત બિલ્વન ઠાકુર ત્યાં આવી પહોંચ્યા જેથી રાજાએ બંનેને ખોળામાંથી નીચે ઉતારીને તેમને પ્રણામ કર્યાં, અને ધ્રુવને કહ્યું કે “પુરોહિતજીને પ્રણામ કરો.” પણ ધ્રુવે તે માન્યું નહિ. તે તો મોંમાં આંગળી ઘાલીને ઉભો જ રહ્યો. ત્યારે પેલી છોડીએ તો રાજાની દેખાદેખીથી પુરોહિતજીને પોતાની મેળે જ પ્રણામ કર્યાં.

બિલ્વન ઠાકુરે ધ્રુવને ખોળામાં બેસાડીને પ્રસન્નતાથી પૂછ્યું; "આ છોકરી કોણ છે અને ક્યાંથી આવી છે ?"

ધ્રુવે કાંઇક વાર વિચાર કરીને કહ્યું, "હું ટક ટક પલ ચઢીશ." ટકટકનો અર્થ અહીં ઘોડો છે. "ર" ને બદલે ધ્રુવ હજુ પણ "લ" નોજ ઉચ્ચાર કરે છે.

પુરોહિતે કહ્યું;—"વાહ, વાહ, મારો પ્રશ્ન અને તમારો ઉત્તર, બંનેનો શો મેળ બેઠો ?"

એકાએક ધ્રુવની નજર તે છોકરી ઉપર પડી. તેને જોઇ ઘણોજ ગુસ્સે થઇ તે બોલ્યો, "તે દુષ્ટા છે, હું તેને માલીશ." એમ કહીને ધ્રુવે પોતાની નાજુક મુઠી તેના ઉપર ઉગામી.

રાજાએ કહ્યું—"ધ્રુવ આવું થાય કે? છી !"

એકજ ફુંક મારતાં જેમ દીવો ઓલવાઇ જાય છે તેવીજ રીતે ધ્રુવનું મોં તુરત મલિન થઇ ગયું. પ્રથમ તો આંસુ રોકવાને માટે તે બંને આંખો, બંને હાથે ચોળવા લાગ્યો. આખરે તે પોતાના નાના સરખા કોમળ કલેજાને ન સંભાળી શકતાં રડી પડયો. બિલ્વન ઠાકુરે તેને હાથમાં લઈ છાનો રાખવા માંડયો અને કહ્યું, ધ્રુવ સાંભળ, સાંભળ હું તને એક શ્લોક સંભળાવું:—

"कलह कट कटाङ्ग काठ काठिन्य काटयं,
कटन किटन कीटं कुट्मलं खट्टमट्टम्"

અર્થાત્ જે છોકરો બહુ રડે તેને કલહ કટકટાંગની અંદર પુરીને સારી રીતે કાઠ કાઠિન્ય કાટ્યમ આપવું જોઇએ. તે પછી આ સર્વ કટન કિટન કીટંને લઇને તે ત્રણ વાર સુધી કુટમલં ખટ-મટમ—પુરોહિત આ રીતે ગમે તેમ બકી ગયા. ધ્રુવનું રડવું હજુ સુધી

પુરૂં થયું નહોતું, પણ આ યુક્તિથી તેનું રડવું બંધ થઈ ગયું. પ્રથમ તો તે આશ્ચર્યજનક વ્યવહારથી ચકિત થઇને છાનોમાનો બિલ્વન ઠાકુરના મોંની તરફ જોવા લાગ્યો, પણ પછી તેના હાથ મોં ચમકતા જોઈ તે ઘણોજ આશ્ચર્ય પામ્યો અને તે અત્યંત પ્રસન્ન થઇને બોલ્યો, "ફરી કહો." પુરોહિત ફરી બકી ગયો. ધ્રુવ ખૂબ હસતે હસતે બોલ્યો, "ફરી કહો." રાજાએ ધ્રુવના આંસુથી પલળેલા ગાલો, અને હસવાથી ભરેલા હોઠોને વારંવાર ચૂમવા માંડયા. તે વખતે રાજા, રાજપુરોહિત અને બે બાળકોની વચમાં એક નવો ખેલ ઉત્પન્ન થયો.

બિલ્વન ઠાકુરે કહ્યું—"મહારાજ આપ આ લોકોની સાથે રહીને ઘણાજ પ્રસન્ન રહો છો. રાત દિવસ તિક્ષ્ણ બુદ્ધિવાળાઓની સાથે રહેવાથી બુદ્ધિ લુપ્ત થઇ જાય છે. છરીને વારંવાર ઘસવાથી તે ક્રમશઃ પાતળી થઈ જઇ છેવટે અદૃષ્ટ થઇ જાય છે. માત્ર એક હાથોજ પછી બાકી રહી જાય છે."

રાજાએ કહ્યું—"મારી બુદ્ધિમાં તો સૂક્ષ્મ બુદ્ધિનું કાંઈ પણ લક્ષણ મારામાં પ્રકટ થતું નથી."

બિલ્વન—"નહીં, જે સુગમ પદાર્થને કઠિન કરી નાંખે તે એકજ લક્ષણ સૂક્ષ્મ બુદ્ધિનું છે. સંસારમાં બુદ્ધિમાન ઘણા ન હોત તો જગતનાં ઘણાંક કામો સુગમ થઇ જાત. જેટલી સરળતા કરતા જાય છે તેટલીજ તેમાં કઠિનતા વધતી જાય છે. અધિક બુદ્ધિવાળો માણસ વધુ શું કરી શકે છે તે મારા સમજવામાં આવતું નથી."

રાજાએ કહ્યું,—"પાંચ આંગળીઓથીજ દુનિયાંનું કામ સારી રીતે ચાલી શકે છે. દુર્ભાગ્યવશ સાત આંગળીઓ મેળવવાની ઇચ્છા કરવી એ કેવળ કામ વધારવા જેવું છે." રાજાએ ધ્રુવને બોલાવ્યો. ધ્રુવ પોતાની સંગિની સાથે પાછો મેળ કરીને રમતો હતો. રાજાનો અ-

વાજ ઓળખીને તે તરત જ રમવાનું છોડી તેમની પાસે દોડી ગયો. રાજાએ તેને પોતાની પાસે બેસાડીને કહ્યું,—"ધ્રુવ, પેલું નવું ગીત ઠાકુરને સંભળાવો." ધ્રુવે ઘણા જ અસંતોષી ભાવથી બિલ્વન ઠાકુરના મોં સામે જોયું. રાજાએ લાલચ આપીને કહ્યું, "તને ટક ટક પર ચઢવા દઇશ." ધ્રુવ પોતાના અધુરા ઉચ્ચારથી બોલવા લાગ્યો:—

પ્રભુ બિન તોહિ કહાં લગિ તૂલોં ।
છૌજન મિલિ મોહિ પંથ બતાવત પગ પગ પૈ મગ ભૂલોં,
વિવિધ વચન કહી મુનિ મન મોહિત તિહિ સંશય પડી ઝૂલોં.
રહી તુમ્હારે ઢિગ જૈબકી અભિલાષા મન મેરે,
જીય કે સબ સંદેહ મિટૈ હોં સુખદ બૈનસુ નિતેરે.
શ્રુતિ સમીપ સબ મિલિ નિજ નિજ રૂચિ કરત વિચાર બતોલી.
કેહિકો મૈં પ્રણામ કરિ માનૌં સબકી બતોલી સબ વિધિ બોલી.
અતિ અધીર ચિત્ત હૈ તેરે ઢિગ જાયનકો જબ ધાઉં,
કરત આડ સબ મિલિ ઠાડે હૈ આસપાસ કિત જાઉં.
ભેટત નાહિં ચરણ રજ તેરો વારંવાર પછિતાઉં.
લૈ ધરતીકી ધુલ તબૈ પ્રભુ બિબસ લૌટિ પુન જાઉં.

ધ્રુવના અર્ધસ્ફુટિત સ્વરમાં આ ગીત સાંભળી બિલ્વન ઠાકુરનું હૃદય એકદમ પીગળી ગયું. તે બોલ્યા: "મારો આશીર્વાદ છે કે તું દીર્ઘાયુ થાવ."

ધ્રુવને ખોળામાં લઇ બિલ્વન ઠાકુરે ઘણો જ આગ્રહ કરી કહ્યું: "બચ્ચા, એકવાર ફરી સંભળાવો."

ધ્રુવે ઘણી જ સખત ચુપકી બતાવીને પોતાની અસમ્મતિ બતાવી. પુજારીજીએ પોતાની આંખો દબાવીને કહ્યું, "તો હું રડું છું."

ધ્રુવે કાંઇક કાતરભાવથી કહ્યું;–"કાલે સંભલાવીશ. છી, લલશો નહિ, તમે હમણાં ઘેલ જાવ, બાબા માલશે."

બિલ્વન ઠાકુરે હસીને કહ્યું; "આની બોલી કેવા મધુર લાગે છે." તે પછી રાજાની પાસે આજ્ઞા લઇને પુંજારીજી વિદાય થયા. રસ્તામાં બે માણસો વાતો કરતા કરતા જતા હતા. તેમાંના એકે કહ્યું "ત્રણ દિવસથી હું તેના બારણે જઇને લાંઘ્યો પણ એક પૈસો સરખો તેને ન મળ્યો. હવે તો જો કદી તે રસ્તામાં કંઇ મળે તો તેનું માથું ફોડયા વગર નહીં રહું એટલી દાઝ ચઢી છે. જોઉં છું કે પછી તે શું કરે છે?"

પાછળથી બિલ્વને કહ્યું;—"તેથી કાંઈ ફળ નહીં થાય. બાબૂ શું તમને સૂઝતું નથી, માથામાં તો કોઈ માલ નથી, માત્ર દુર્બુદ્ધિ જ ભરેલી છે. બીજાનું માથું ફોડવા કરતાં પોતાનું માથું ફોડવું સારૂં છે, કેમકે તેથી કાંઈ બીજાની પાસે જવાબ દેવો પડતો નથી."

તે બંને માણસો આ સાંભળી બીન્યા અને ઠાકુરને પ્રણામ કરીને એક બાજુએ ઉભા થઈ રહ્યા.

બિલ્વન ઠાકુરે કહ્યું, "બાબૂ તમે સારી વાત ન કહી."

બંને જણે કહ્યું—"હા, ઠીક મહાશય, હવે એવી વાતો અમે ફરી નહીં કરીએ."

રસ્તામાં પુંજારીજીને છોકરાંએ આવીને ઘેરી લીધો. બિલ્વન ઠાકુરે કહ્યું,—"આજ ત્રીજે પહોરે મારે ત્યાં આવજો, હું એક વાત કહી સંભળાવીશ." બાળકો આ સાંભળી ઘણા ખુશી થતા થતા પોતપોતાની મેળે કુદવા નાચવા લાગ્યા અને હાહા, હીહી, મચાવા માંડી. ઘણીવાર બિલ્વન ઠાકુર રાજધાનીનાં છોકરાંને એકઠાં કરીને

રામાયણ અને મહાભારતમાંની કેટલીક વાતો સરળ ભાષામાં કહી બતાવતા હતા. વચમાં કોઇ વાર નીરસ વાતોને પણ સરળ કરીને સંભળાવતા હતા. પરંતુ બાળકો જ્યારે બહુ પજવતા, ત્યારે તેમને મંદિરના બગીચામાં લઈ જતા. ત્યાં ઘણાં ફળવાળાં ઝાડ હતાં, જેથી બાળકો હસતા કુદતા વાંદરાની માફક ઝાડો ઉપર ચઢતા અને ડાળીએ ડાળીએ ફરી તેનાં ફળ તોડી ખાતા હતા. આ જોઇ બિલ્વન ઠાકુરને ઘણોજ આનંદ પડતો.

બિલ્વન ઠાકુર સંન્યાસી પરમહંસ છે. તે કયા દેશના રહેવાસી છે તે કોઇ જાણતું નથી. બ્રાહ્મણ હોવા છતાં જનોઇનો ત્યાગ કર્યો છે. બલિદાન વિગેરે બંધ કરીને એક નવીજ રીતે દેવીની પૂજા કર્યા કરે છે. પ્રથમ તો લોકોએ તેમાં અસમ્મતિ પ્રકટ કરી હતી પણ પાછળથી સર્વ કોઇ તેથી ખુશી થતા હતા. અને પછી તો સર્વ કોઇ બિલ્વનની વાતને માનતા હતા. બિલ્વન દરેક માણસને ઘેર પણ જતા અને તેમની સાથે વાતો ચીતો કરી તેમને ખુશી ખબર પૂછતા હતા. અને જે રોગીને તે દવા આપતા તેને આશ્ચર્ય રીતે તે રોગ મટી જતો હતો. જેથી લોકોની તેમના ઉપર શ્રદ્ધા વધુ ચોટી હતી. સુખ દુઃખ સર્વમાં લોકો તેના જ વિચારથી કામ કરતા હતા. તે ઘણીવાર લોકોના ટંટા ફીસાદ મટાડતા અને તે જે કાંઇ સમાધાન કરી આપે તે પ્રમાણે લોકો કબુલ કરતા હતા. આ પ્રમાણે રાજપુરોહિત રઘુપતિને બદલે બિલ્વન ઠાકુરને નીમ્યા હતા. તેમનું માન અને પ્રતિષ્ઠા લોકોમાં ઘણી જ સારી હતી.

## પ્રકરણ ત્રીસમું.

### ત્રિપુરામાં દુકાળનું સંકટ.

આ વર્ષે ત્રિપુરામાં કદી નહીં બનેલો એવો બનાવ બન્યો. ઉત્તરમાંથી ઉંદરનાં ટોળેટોળાં અનાજના ખેતરોમાં આવવા લાગ્યાં. તેમણે અનાજને ખાઇ જવા માંડયું. તે એટલે સુધી કે ખેડુતોના ઘરમાં જે કાંઇ થોડું ઘણું અનાજ હતું તેને પણ તે ખાઇ ગયા. દેશમાં ચારે તરફ હાહાકાર વર્તાઇ ગયો. જોતજોતામાં કાળનું સ્વરૂપ ધારણ કર્યું. લોકો જંગલમાંથી ફળ અને મૂળ લાવીને પોતાનો જીવ બચાવવા માટે પ્રયત્ન કરવા લાગ્યા. જંગલનો અભાવ નથી. જંગલમાં મનુષ્યોની ભૂખ મટાડનાર અનેક પ્રકારનાં ફળઝાડ હતાં. માંસાહારી લોકો માટે જંગલી જનાવરોનાં માંસ વધુ કિંમતે બજારમાં વેચાવા લાગ્યાં. તે લોકો જંગલી ભેંસો, હરણ, શાહુડી અને સુવર વિગેરે જાનવરોને મારી મારીને ખાવા મંડયા. હાથી હાથમાં આવતાં લોકો તેને પણ છોડતા નહોતા. અજગરને પણ ખાવા મંડયા. જંગલમાં ખાવા લાયક પક્ષિઓનો અભાવ નહોતો. ઝાડની ગુફામાં મધમાખોના મધના પુડા મળી આવતા હતા. ઘણી જગ્યાએ નદીનું પાણી બાંધીને લોકો તેમાં ઝેરી વસ્તુઓ નાંખતા હતા જેથી માછલાં ઉપર તરી આવતાં તેને પકડી પકડીને લોકો ખાવા લાગ્યા. આ જોઇ બિલ્વન ઠાકુર ઘેરે ઘેર ફરીને તેમને આશ્વાસન આપવા લાગ્યા. અને ખાવાની અનેક વનસ્પતિ અને બીજી વસ્તુઓનો સંગ્રહ કરવાના તે અનેક રસ્તા બતાવતા હતા. તેમણે કહ્યું કે જંગલમાં એક પ્રકારનું એવું ઝાડ થાય છે કે જેનાં બી ઘણાંજ નાનાં નાનાં થાય છે. જે બીયાંને

અગ્નિ ઉપર મૂકવાથી દૂધની માફક ઉજળો પદાર્થ બહાર નીકળે છે. તે થોડો ઘણો ખાઇ લેવાથી ભૂખ જલ્દી મટી જાય છે. આવી રીતે લોકોએ જેમ તેમ કરી ગુજરાન ચલાવા માંડયું પણ હાહાકાર ઘણો મચી રહ્યો. ઘણી જગ્યાએ ચોરી અને લુંટો થવા મંડી. પ્રજામાં વિદ્રોહિતાનાં લક્ષણ જણાવા લાગ્યાં. લોક કહેવા લાગ્યા કે, " દેવીનું બલિદાન બંધ કરી દીધું છે, જેથી આ પ્રકારે આપણા ઉપર દુઃખ આવી પડયું છે. " બિલ્વન ઠાકુરે આ વાતને ન માનતાં કહ્યું કે; " કૈલાસમાં કાર્તિકેય અને ગણેશની વચ્ચે ખટપટ જાગી છે. જેથી કાર્તિકેયના વાહન મોર ઉપર ગણેશના વાહન ઉંદરો બેશીને ત્રિપુરા ભગવતીની પાસે સમાધાન કરાવવા માટે આવ્યા છે. " પ્રજાએ આ વાતને ન માની. પણ તે લોકોએ જોયું તો બિલ્વન ઠાકુરના કહેવા મુજબ–ઉંદરોનું દળ જેવી રીતે એકાએક આવ્યું હતું તેવીજ રીતે સર્વ અનાજ ખાઈ જઇને કોણ જાણે કે ક્યાં જતું રહ્યું. ત્રણ દિવસ પછી તેનું નામ નિશાન પણ ન રહ્યું, જેથી બિલ્વન ઠાકુરના અગાધ જ્ઞાનની લોકોને ખાત્રી થતી ગઈ. કૈલાસમાં ભાઇઓ ભાઇમાં વિરોધ થયાનાં ગાયન ગવાવા લાગ્યાં. સ્ત્રીઓ, છોકરાં અને ભિખારીઓ ઘણીજ ખુશીથી તેને ગાવા લાગ્યાં, અને ગલીએ ગલીમાં તે ગીત પ્રચલિત થઇ ગયાં. પણ રાજાની ઉપર પ્રજાનો અસંતોષ તો વધતોજ ચાલ્યો. બિલ્વન ઠાકુરની સલાહથી ગોવિંદ માણિક્યે પ્રજાનું એક વર્ષનું મહેસુલ માફ કર્યું. તેનું પરિણામ પણ ઘણું સારૂં આવ્યું. તેમ છતાં પણ ઘણા લોકો દેવીના શ્રાપના ડરથી ચટગામના પહાડી પ્રદેશમાં નાશી જવા માંડયા. તે ત્યાં સુધી કે ખુદ રાજાના મનમાં પણ સંદેહ ઉત્પન્ન થવા લાગ્યો. તેમણે બિલ્વન ઠાકુરને બોલાવીને પૂછ્યું કે, " પુંજારીજી, રાજાનાજ પાપથી પ્રજા દુઃખ પામે છે. શું મેં દેવીનું

બલિદાન બંધ કરીને પાપ કર્યું છે ? શું તેની આ શિક્ષા છે ?"

બિલ્વન ઠાકુરે એ વાતને ન માનતાં કહ્યું,—"દેવીની પાસે જ્યારે હજાર નરબલિ આપવામાં આવતી ત્યારે આપની પ્રજાને અધિક હાની વેઠવી પડતી હતી, કે આ બનાવથી વધુ હાનિ થઇ છે ?"

રાજા તેનો કાંઇ ઉત્તર નો આપી શક્યા; પણ તેમના મનના સંદેહ સંપૂર્ણ રૂપે દૂર ન થયો. પ્રજા તેમનાથી અપ્રસન્ન છે, તેમને માટે સંદેહ પ્રકટ કરે છે, તે વાતની ચિંતા તેમના હૃદયમાં સળગી ઉઠી છે. અને તેને માટે તેમને પોતાને પણ સંદેહ ઉત્પન્ન થયો છે. તેમણે લાંબો શ્વાસ લઇને કહ્યું, "કાંઈ પણ સમજવામાં આવતું નથી."

બિલ્વન ઠાકુરે કહ્યું,—"વધુ સમજવાની જરૂર જ શી છે ? કેટલા ઉંદરો આવીને અનાજનો નાશ કરી ગયા, તેનું કારણ ન સમજાય તો તેથી શું થયું ? "હું અન્યાય નહીં કરૂં. માત્ર હું સર્વનું ભલું જ કરીશ." એટલું માનીને તેજ પ્રમાણે વર્તવાથી સર્વ થઇ રહેશે. તે પછી વિધાતાનું જે કામ છે તે તો તે કરશે જ. તે કાંઇ આપણને પૂછવા આવશે નહીં."

રાજાએ કહ્યું;—તમે ઘેર ઘેર ફરીને બરોબર તમારૂં કામ કરી રહ્યા છો. જેટલો સંસારના ઉપર ઉપકાર કરી રહ્યા છો, તેટલો જ તમે ધન્યવાદ મેળવી રહ્યા છો. આ આનંદમાં તમારો સઘળો સંદેહ ચાલ્યો જાય છે. હું રાત દિવસ માથા ઉપર મુકુટ મૂકીને સિંહાસન ઉપર બેસી રહું છું. અને માત્ર ચિંતાઓનો બોજો માથા ઉપર ચઢાવ્યાં કરૂં છું. તમારૂં કામ જોઇને મને ઘણો સંતોષ થાય છે."

બિલ્વન ઠાકુરે કહ્યું;—"મહારાજ હું તો આપના એક અંશ રૂપ છું. આપ જો આ સિંહાસન ઉપર બિરાજતા ન હોત તો હું

શું કામ કરી શકવાનો હતો? આપની સાથે હું મળીને જ કાંઇ કામ કરી શકું તેમ છું.

એમ કહીને બિલ્વન ઠાકુર વિદાય થયા રાજા માથા ઉપર મૂકુટ મૂકીને વિચાર કરવા લાગ્યા. તેમણે મનમાં ને મનમાં કહ્યું, "મારે હવે ઘણું કામ કરવાનું છે. પણ મારાથી કાંઇ બનતું નથી. હું ચિંતાઓને લઇને જ નિશ્ચિંત રહું છું. જેથી મારા ઉપર હું મારી પ્રજાનો વિશ્વાસ ઉત્પન્ન કરાવી શકતો નથી. હું રાજ્ય પદને યોગ્ય નથી."

## પ્રકરણ એકત્રીસમું.

### નક્ષત્રરાયની ત્રિપુરા ઉપર ચઢાઇ.

મુગલ સેનાનો નાયક થઇને નક્ષત્રરાય રસ્તામાં તેંતુલ નામના એક નાના સરખા ગામડામાં મુકામ નાંખી પડયો છે. સવાર થતાં જ રઘુપતિએ આવી કહ્યું કે, "હવે અહીંથી તૈયારી કરવાની છે માટે મહારાજ આપ તૈયારી કરો."

રઘુપતિના મોંઢેથી એકાએક મહારાજ શબ્દ સાંભળતાં તેને ઘણું જ ઠીક લાગ્યું. નક્ષત્રરાય ઘણી જ ખુશીની સાથે ફુલાઇ ઉઠયો. કલ્પનામાં જગતના સર્વ લોકો તેને મહારાજ કહેતા હોય તેમ જણાયું. અને ત્રિપુરાના ઉંચા સિંહાસન ઉપર બેસીને પોતે જાણે દરબારને દિપાવતો હોય તેમ તેને લાગ્યું. તેણે ઉમંગમાં આવી કહ્યું, "પુરોહિતજી, હું તમને કદી પણ જુદા પડવા નહિં દઉં. આપને બરોબર દરબારમાં હાજર રહેવું પડશે. આપની શી ઇચ્છા છે તે જરા મને કહો."

નક્ષત્રરાયે મનમાંને મનમાં જાણે રઘુપતિને ઘણીજ વિસ્તારવાળી જમીન આપી દીધી હોય તેમ માન્યું.

રઘુપતિએ કહ્યું,—"મારે કાંઈ જોઈતું નથી."

નક્ષત્રરાયે કહ્યું,—"તો શું થઈ ગયું. કાંઈ પણ આપે લેવું તો પડશેજ. ક્યલાસર નામનું પરગણું હું આપને ભેટ આપું છું. ગમે તો હમણાંજ આપ મારી પાસે લખાવી લ્યો."

રઘુપતિએ કહ્યું—"એ સર્વ વાતો પછી જોઈ લઈશું."

નક્ષત્રરાય—"પછી કેમ, હું હમણાંજ આપું છું. આખું ક્યલાસર પરગણુંજ આપનું થયું. હું આપની પાસે એક પૈસો પણ માગીશ નહિ." એમ કહીને નક્ષત્રરાયે માથું ઉંચું કરી અને રઘુપતિના સામે જોયું.

રઘુપતિ—"મરવાને માટે ત્રણ હાથ જમીન મળી જશે તોપણ હું સુખી છું. મારે બીજું કશું જોઈતું નથી." એટલું કહીને રઘુપતિ ચાલ્યો ગયો. તેને જયસિંહ સાંભરી આવ્યો. જયસિંહ જો જીવતો હોત તો વળી કાંઈક ઈનામ માગત પણ ખરો. પણ જયસિંહ વગર તો આખા ત્રિપુરાનું રાજ્ય રઘુપતિને મન તો માટીના ઢગલા જેવુંજ જણાય છે. રઘુપતિ નક્ષત્રરાયને રાજ્યમદથી મત્ત કરવાનો પ્રયત્ન કરી રહ્યો છે. તેના મનમાં એ ડર હતો કે વખતે આટલી બધી કરેલી મહેનત વ્યર્થ ન થઈ જાય. પાછળથી દુર્બળ હૃદયનો નક્ષત્રરાય ત્રિપુરા જઈને યુદ્ધ કર્યા વગરજ રાજાની પાસે જઈ પકડાઈ જાય. પણ કમજોર શરીરમાં એકવાર રાજ્યમદ ઉત્પન્ન થતાં પછી અડચણ આવતી નથી. રઘુપતિ હવે નક્ષત્રરાયને સાધારણ માણસ જેવો ગણતો નથી. તે વાત વાતમાં પણ તેનું માન સાચવે છે. સર્વ વાતોમાં તેની સલાહ લે છે. અને તેની પાસેથી હુકમ મેળવીને પછીજ તે કામ કરે

છે. મુગલ સૈનિકો તેને મહારાજા કહીને બોલાવે છે; તેને જોતાંજ તે લોકો ઘણી જ આતુરતાથી ઉઠી ઉભા થાય છે. પવન જોરમાં ફૂંકાતાં જેવી રીતે અનાજના છોડ નમી જાય છે, તેવી જ રીતે નક્ષત્રરાયને આવતા જોઈને મુગલ સૈનિકોની આખી હારની હાર માથાં નમાવી સલામ કરે છે. સેનાપતિ પણ તેને ઘણા જ માનથી નીચે નમીને સલામ કરે છે. સેંકડો ઉઘાડી તલવારોની વચમાં ઉંચા હાથી ઉપર રાજ ચિન્હથી અંકિત થઇ સોનાની અંબાડીમાં બેસીને તે પ્રયાણ કરે છે. સાથે સાથે ઉત્સાહવર્ધક વાજાં વાગે છે. ઝંડાવાળો રાજ ચિન્હ સૂચક ધજા પતાકા ફરકાવતો આગળ ચાલે છે. તે જે ગામમાં થઇને જાય છે તે ગામના લોકો લશ્કરના ડરથી ઘરબાર છોડીને પ્રથમથીજ નાશી જાય છે. તે લોકોને આ પ્રકારે ડરથી નાશતા જોઇ નક્ષત્રરાયના મનમાં ગર્વનો ઉદય થતો જાય છે. તેના મનમાં થતું કે હું દિગ્વિજય કરતો કરતો ચાલ્યો જઉં છું. નાના નાના જમીનદારો અનેક પ્રકારની ભેટો લઇને સામે હાજર થતા હતા અને સલામ ભરીને ચાલ્યા જતા હતા. તેમને નક્ષત્રરાય હારેલા રાજા તરીકે માનતો હતો. અને મહાભારતના દિગ્વિજયની પાંડવોની વાત તેને યાદ આવતી હતી.

એક દિવસ સૈનિકોએ આવી અને સલામ કરીને કહ્યું કે, “મહારાજા સાહેબ, અમે સર્વ મહારાજાને માટે જીવ અર્પવાને આવ્યા છીએ. અમે અમારા જીવની પરવા કરતા નથી. અમારો આ નિયમ હમેશને માટે છે. જે રસ્તેથી લડાઇ કરવાને માટે જઇએ છીએ તે રસ્તાની આસપાસનાં ગામોને લુંટતા જઇએ છીએ. તેમાં કાંઇ દોષ નથી. દોષ છે એવું કોઇ શાસ્ત્રમાં પણ લખ્યું નથી.”

નક્ષત્રરાયે માથું હલાવી કહ્યું,—“બરાબર વાત છે.”

સૈનિકોએ કહ્યું,—“બ્રાહ્મણે અમને લુંટ કરવાની મના કરી

દીધી છે. અમે સર્વ જીવ આપવાને માટે આવીએ છીએ અને કાંઇ લુંટફાટ પણ ન કરીએ, એ તો ઘણોજ ગેરઇન્સાફ કહેવાય."

નક્ષત્રરાયે માથુ હલાવી કહ્યું, "ઠીક છે જોઇશું."

સૈનિકો—"મહારાજનો હુકમ હોય તો અમે સર્વ લોક બ્રાહ્મણ દેવની વાત ન માનતાં લુંટફાટ કરતા જઇએ."

નક્ષત્રરાયે ઘણાજ ગર્વથી કહ્યું,—"બ્રાહ્મણ કોણ છે, તે શું જાણે? હું તમને હુકમ આપું છું કે તમારે લુંટફાટ કરતાં કરતાં જવું." એકવાર આમતેમ ફરીને જોયું, અને કોઇ તરફ રઘુપતિને ન જોતાં તે નિશ્ચિંત થયો. રઘુપતિના હુકમનું આ પ્રકારે એક તરફથી ખંડન કરીને તે ઘણોજ ખુશી થયો. તે સંસારને નવી દૃષ્ટિથી જોવા લાગ્યો. કલ્પનામય બલૂન (વિમાન)માં બેસીને તે આ પૃથ્વીને ઘણીજ નીચે વાદળના જેવી મલિન હોય તેમ જોવા લાગ્યો, અને તે એટલે સુધી કે રઘુપતિનો પણ કાંઇ હીસાબ ગણવા ન લાગ્યો. તે એકાએક મદમાં મસ્ત થઇને ગોવિન્દ માણિક્યના ઉપર અત્યંત ગુસ્સે થઈ ગયો, અને મનમાં ને મનમાં વારંવાર કહેવા લાગ્યો કે—"મને દેશનિકાલની સજા! મને એક સાધારણ પ્રજાની માફક કચેરીમાં રજુ કર્યો! હવે જોઉં છું કે કોણ શું કરે છે. આ વખત તો આખી ત્રિપુરાની પ્રજાને નક્ષત્રરાયનો પ્રતાપ જણાઇ આવશે." નક્ષત્રરાય ગર્વનો માર્યો ફુલવા લાગ્યો. બિચારા નિરપરાધી ગામડાંવાળાઓ ઉપર થતા વ્યર્થ અત્યાચાર અને લુંટફાટથી રઘુપતિને ઠીક લાગ્યું નહિ. જેથી તેણે તેમ ન કરવા માટે ઘણાજ ઉપાયો કર્યા, પણ મુગલાઇ લશ્કરે નક્ષત્રરાયનો હુકમ મેળવી રઘુપતિની વાત ઉપર ધ્યાન ન આપ્યું. આખરે રઘુપતિએ નક્ષત્રરાયને જઇને કહ્યું કે; આ બિચારા અનાથ ગામડાના લોકો ઉપર આટલો બધો અત્યાચાર કેમ?

નક્ષત્રરાયે કહ્યું—"તમે એ સર્વ વાતોમાં શું સમજો. યુદ્ધના વખતે સૈનિકોને લૂંટફાટ કરતા અટકાવી નિરાશ કરવા એ ઠીક નથી."

નક્ષત્રરાયની વાત સાંભળીને રઘુપતિ કાંઇક અચંબામાં આવી પડયો. એકાએક નક્ષત્રરાયનું આવું મહત્વાભિમાન જોઈ તે મનમાં અને મનમાં હસ્યો. પછી બોલ્યો કે,—"હાલ લુંટફાટ કરવા દેવાથી, પાછળથી તે લોકોને કબજે રાખવા મૂસ્કેલ પડશે: તે લોકો આખી ત્રિપુરાને લુંટી લેશે."

નક્ષત્રરાયે કહ્યું,—"તેમાં શું નુકશાન છે? હું તો એજ ઇચ્છું છું. ત્રિપુરાના લોકો પણ જાણે તો ખરા કે નક્ષત્રરાયને દેશનિકાલ કરવાથી શું પરિણામ આવ્યું? તમે એ બાબતમાં કાંઇ સમજી શકો નહિ. તમે યુદ્ધ દીઠું છેજ ક્યાં કે પછી આવી વાતોને સમજી શકો."

આ વાતને સાંભળીને રઘુપતિ મનમાં ને મનમાં ઘણોજ પ્રસન્ન થયો. નક્ષત્રરાયની વાતોનો કાંઈ ઉત્તર ન આપતાં તે ચાલ્યો ગયો. કારણ કે નક્ષત્રરાય માત્ર લાકડાના પુતળાની માફક ન બનતાં તેનામાં કાંઇક ચાતુર્ય પણ આવે એવી તેની ઇચ્છા હતી.

## પ્રકરણ બત્રીસમું.

### ગોવિંદ માણિક્યની ચિંતા.

ત્રિપુરામાં જ્યારે ઉંદરોનો ઉપદ્રવ શરૂ થયો હતો, ત્યારે શ્રાવણ મહીનો જતો હતો. ખેતરોમાં માત્ર મકાઇ થઇ હતી, અને પહાડી જમીનમાં અનાજ પાકવા માંડયું હતું. ત્રણ મહીના તો જેમ તેમ કરીને વહી ગયા. તે પછીના મહીનામાં

જ્યારે અનાજની કાપણી કરવાનો વખત આવ્યો ત્યારે દેશમાં સર્વત્ર આનંદ છવાઈ ગયો. ખેડુતો, સ્ત્રી, બાળકો, યુવા અને વૃદ્ધોની સાથે મળીને હાથમાં દાતરડાં લઈને પોતપોતાના ખેતરમાં જવા લાગ્યા. એક બીજાને માનથી બોલાવા લાગ્યા. ખેડુતોની સ્ત્રીઓનાં ટોળાં રસ્તામાં ને મેદાનોમાં ગાવા લાગ્યાં. રાજાના ઉપર જે પ્રજાનો અસંતોષ હતો તે દૂર થયો, અને રાજ્યમાં સર્વત્ર શાંતિ છવાઈ રહી.

તે વખતે ખબર આવી કે નક્ષત્રરાય રાજ્ય ખુંચાવી લેવાને માટ અસંખ્ય લશ્કર લઈને ત્રિપુરા રાજ્યની હદમાં આવી પહોંચ્યો છે. અને ઘણા જોરથી લુંટફાટ અને પ્રજા ઉપર અત્યાચાર કરવો શરૂ કર્યો છે. આ ખબરથી આખો દેશ કંપી ઉઠ્યો.

આ ખબર રાજાના હૃદયમાં છરીની માફક પેસી ગઈ અને દિવસે દિવસે તેજ વાત તેને ખૂંચવા લાગી. થોડી થોડી વારે નવી નવી ખબરની માફક તેના મનમાં તે વાત સાંભળી આવતી કે નક્ષત્રરાય તેના ઉપર લઢાઇ કરવા માટે ચઢી આવ્યો છે ! તે નક્ષત્રરાયના અસ્વભાવકિ સુંદર મુખને વારંવાર નેહભર્યા નેત્રોની આગળ જોવા લાગ્યો અને તેની સાથે સાથે એમ પણ મનમાં થવા લાગ્યું કે આ નક્ષત્રરાય કેટલા લશ્કર સાથે હાથમાં તલવાર લઈને મારા ઉપર ચઢાઇ કરવાને માટે આવતો હશે ! તે પોતાના મનમાં કહેવા લાગ્યો કે સાથે એક પણ સૈનિક ન રાખતાં નક્ષત્રરાયની સામે આ મોટા યુદ્ધ ક્ષેત્રમાં જઈને છાતી બહાર કાઢી ઉભા રહેવું કે જેથી નક્ષત્રરાયના હજારો સૈનિકોની તલવારો એકી સાથે તેના હૃદયનું રક્તપાન કરે.”

તેણે ધ્રુવને પોતાની પાસે બોલાવીને કહ્યું,–“ ધ્રુવ, શું તું પણ આ મુકટને માથે ધારણ કરી મારી સાથે લડાઈ કરીશ ? ” મુકટને જ-

મીન ઉપર ફેંકી દીધો જેથી એક મોતીનો મોટો દાણો તુટી ગયો. ધ્રુવે હર્ષથી હાથ લાંબો કરીને કહ્યું,–" હું લઇશ. "

રાજાએ ધ્રુવના માથા ઉપર મુકટ મૂકીને પોતાના ખોળામાં બેસાડીને કહ્યું,–" હા લે, હું કોઇની સાથે તકરાર કરવા ઇચ્છતો નથી. " એમ કહીને તેમણે ઘણાજ ઉમંગથી ધ્રુવને છાતી સરસો ચાંપ્યો. તે પછી આખો દિવસ " આ કેવળ મારા પાપનુંજ ફળ છે " એમ કહીને રાજા પોતાના આત્માની સાથે વિવાદ કરવા લાગ્યા. પાપનો ઉદય થયા વગર કદી પણ ભાઇની ઉપર ભાઇ આક્રમણ કરી શકતો નથી. એવો નિશ્ચય કરી તેમણે મનમાં ધૈર્ય રાખ્યું. તેમણે મનમાં માની લીધું કે આ કેવળ ઇશ્વરની પ્રેરણા છે. ઇશ્વરના દરબારમાંથી જ આવી આજ્ઞા થઈ છે.

" નક્ષત્રરાયનું શું ગજુ કે એ આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકે, એમ માનીને દિલગીર થયા. તે પોતાને માથે જ પાપનું ફળ વ્હોરી લેવાને રાજી છે. જેથી નક્ષત્રરાયનો દોષ ન જણાયો. "

બિલ્વન ઠાકુરે આવીને કહ્યું કે,–" આ વખત શું આકાશની તરફ જોઇને વિચાર કરવાનો છે ? "

રાજાએ કહ્યું,–" એ સર્વ મારા પાપનું ફળ છે. "

બિલ્વને કાંઇક રૂષ્ટ થઇને કહ્યું,–" મહારાજ, એ સર્વ વાતોને સાંભળીને હું અધીરો થઈ જાઉં છું. એવું કોણ કહે છે કે દુઃખ પાપનુંજ ફળ છે. ધર્મનું ફળ પણ દુઃખ હોઈ શકે છે. કેટલાય ધર્માત્મા લોકોએ દુઃખમાંજ પોતાનું જીવન વિતાવ્યું છે. ધર્મનું ફળ સુખ નથી. પણ ધર્મનું ફળ તો ધર્મ જ છે. "

રાજાએ તેનો કાંઈ પણ જવાબ આપ્યો નહિ.

બિલ્વન ઠાકુરે કહ્યું:—"મહારાજાએ શું પાપ કર્યું હતું કે જેથી આવો બનાવ બન્યો છે?"

રાજાએ કહ્યું:—"પોતાના ભાઇને દેશનિકાલની સજા કરી હતી."

બિલ્વન ઠાકુરે કહ્યું:—"આપે આપના ભાઇને દેશનિકાલ કરીને ગુન્હેગારને તેના ગુન્હાની સજા કરી છે."

રાજાએ કહ્યું—"ગુન્હેગાર હોવા છતાં પણ ભાઇને દેશનિકાલની સજા ન કરવી એ પાપ છે. જો તેને દેશનિકાલ ન કર્યો હોત તો તે પાપનું ફળ તમારે જરૂર ભોગવવું જ પડત. જો કે દુર્યોધન વિગેરે દુરાચારી હતા તથાપિ તેમને મારીને પાંડવો શાંતિપૂર્વક રાજ્યનું સુખ ભોગવી શક્યા નહોતા. જેથી પાછળથી યજ્ઞ કરીને તે પાપનું પ્રાયશ્ચિત કરવું પડ્યું. પાંડવોએ લડીને જીવતાં રહીને કૌરવોનું રાજ્ય લીધું અને કૌરવોએ મરીને પણ પાંડવોનું રાજ્ય હરણ કરી લીધું હતું, અર્થાત્ બંધુ વિયોગથી વ્યથિત થઇને પાંડવો રાજ્યનો ઉપભોગ કરી શક્યા નહિ. મેં નક્ષત્રને દેશનિકાલ કર્યો છે, જેથી હવે નક્ષત્ર મને દેશનિકાલ કરવાને માટે આવ્યો છે."

બિલ્વને કહ્યું—"પાંડવોએ પાપની શાંતિ માટે કૌરવોની સાથે યુદ્ધ કર્યું નહોતું. તેમણે તો માત્ર રાજ્ય મેળવવાને માટેજ યુદ્ધ કર્યું હતું. પરંતુ મહારાજાએ તો પાપની શાંતિ અર્થે પોતાના સુખદુ:ખનો કાંઈ પણ વિચાર ન કરીને ધર્મનું પાલન કર્યું છે. તેમાં પાપની વાત તો હું કાંઈ જોતોજ નથી. જો આપ તેને પાપજ સમજતા હો તો પછી પ્રાયશ્ચિતની વ્યવસ્થા કરવાને મને કાંઇ હરકત નથી. હું બ્રાહ્મણ અહીં તૈયાર છું. મને સંતુષ્ટ કરી દેવાથીજ પાપનું પ્રાયશ્ચિત થઈ જશે."

રાજા આ સાંભળી કાંઈ બોલ્યા નહિ.

બિલ્વન ઠાકુરે કહ્યું—"જે કાંઈ બને તે ખરૂં, પણ હાલ યુદ્ધની તૈયારી કરો, હવે વિલંબ કરવો ન જોઇએ."

રાજાએ કહ્યું—"હું યુદ્ધ કરીશ નહિ."

બિલ્વન ઠાકુરે કહ્યું:—"એ કેમ બને. આપ બેઠા બેઠા વિચાર કરો. હું હવે લશ્કર એકઠું કરવાને માટે જઉં છું."

આ વખતે સર્વ રૈયત પોતપોતાના ખેતરમાં ગયેલી છે. જેથી હાલ "એકદમ તમામ લશ્કર એકઠું થવું મુશ્કેલ છે" એમ કહીને કાંઈ પણ જવાબની રાહ જોયા વગર બિલ્વન ઠાકુર ચાલ્યા ગયા."

એકાએક ધ્રુવના મનમાં કોણ જાણે શું થયું કે તેણે રાજાની પાસે આવીને અને તેમના મોંની તરફ જોઇને પૂછ્યું કે:—"કાકા કયાં છે?"

રાજાએ કહ્યું:—"કાકા આવે છે." આમ કહેતાંની સાથેજ તેમની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં.

---

# પ્રકરણ તેત્રીસમું.

## ગોવિંદ માણિક્યનો યુદ્ધ ન કરવાનો નિશ્ચય.

બિલ્વન ઠાકુરના માથે ઘણુંજ કામ આવી પડયું. તેમણે ચટગાંવના પહાડી પ્રદેશમાં ભાતભાતના ઉપહારોની સાથે દૂતો મોકલી દીધા, અને તેમણે કૂકી જાતિના પ્રધાનને કહેવરાવ્યું કે તમારે કૂકી લશ્કર મોકલીને અમને મદદ કરવી. યુદ્ધનું નામ સાંભળીને તે લોકો ઘણાજ ખુશી થઈ ગયા. કૂકી જાતિના જેટલા લાલ (પ્રધાન) હતા તેમણે યુદ્ધની ખબર જણાવનાર પત્રો લાલ કપડામાં

લપેટીને દૂતોની સાથે ગામેગામ મોકલી દીધા. જોત જોતામાં કૂકી લશ્કરનું દળ ચટગાંવના પહાડ ઉપરથી ત્રિપુરાના પહાડ ઉપર આવી પહોંચ્યું. તે લોકોને કોઇ પણ નિયમથી બાંધી લેવા કઠિન હતું. બિલ્વન ઠાકુરે જાતે ત્રિપુરાના દરેક ગામે જઇને ત્યાંથી સારા, મજબૂત અને જુવાન માણસોને વીણી વીણીને લશ્કરમાં ભરતી કરી. બિલ્વન ઠાકુરને આગળ જઇને મુગલ સેના ઉપર હુમલો કરવાનું ઠીક ન લાગ્યું. તેમણે નિશ્ચય કર્યો કે જ્યારે તે લોકો સપાટ જમીનમાંથી પહાડી રસ્તામાં આવે ત્યારે જંગલ અને પહાડના અનેક ગુપ્ત સ્થાનોમાંથી એકાએક તે લોકો ઉપર હુમલો કરીને તેમને ચકિત કરી નાંખવા. તેમણે પોતાની હાર થવાનો સંભવ ન આવે તે માટે મોટા મોટા પથ્થરો વડે નદીનું પાણી રોકી દીધું કે જ્યારે મુગલ સેના નદીની પાસે આવે ત્યારે આ પાણી છોડી નાંખીને તેમાં ડુબાડી દેવી.

આ તરફ નક્ષત્રરાય દેશને લૂંટતા લૂંટતા ત્રિપુરાના પહાડી પ્રદેશમાં આવી પહોંચ્યા. અનાજની વાવણી પુરી થઇ જવા આવી છે. સર્વ ખેડૂતો તીરકામઠાં લઇને લડવાને માટે તૈયાર થઈ રહ્યા છે. કૂકી સેના હુમલો કરવાની રાહ જોયાં કરે છે. નદીઓ સમુદ્રની માફક રોકી લીધા છતાં પણ વહ્યાં કરે છે.

ગોવિંદમાણિક્યે કહ્યું:—" હું યુદ્ધ નહીં કરૂં."

બિલ્વન ઠાકુરે કહ્યું:—" મહારાજ, આપ આ શું બોલો છો ?"

રાજા:—" હું રાજ્ય કરવા યોગ્ય નથી તેનાં સર્વ લક્ષણ જણાય છે. મારા ઉપરથી પ્રજાની શ્રદ્ધા ઉઠી ગઈ છે, જેથીજ કાળ પડયો અને તેથીજ યુદ્ધની તૈયારી થઈ છે. રાજ્ય છોડાવી દેવાનોજ ભગવાનનો હેતુ છે.

બિલ્વને કહ્યું:—એવો કાંઈ ભગવાનનો હેતુ નથી. ઇશ્વરે રાજ્યનો ભાર તમને સોંપ્યો છે. જેટલા દિવસ રાજકાર્ય નિર્વિઘ્ને ચાલ્યું ત્યાં

સુધી તો તમે નિશ્ચિંતપણે તમારા કર્તવ્યનું પાલન કર્યું, પણ જ્યારે રાજ્યનો ભાર કાંઈક વિશેષ દૃઢ થયો ત્યારે તમે તેનો ત્યાગ કરીને સ્વતંત્ર થવા માટે ઈશ્વરની આજ્ઞા કહીને લોકોને ભૂલાવો આપો છો અને તમે પોતે સુખી થવા ઇચ્છો છો."

એ વાત ગોવિંદ માણિક્યના મનમાં ચોટી ગઈ. તે ચુપ થઈ કાંઈવાર સુધી વિચાર કરી પછી બોલ્યા;—"માનો કે મારી હાર થઈ અને નક્ષત્રરાય મને મારીને રાજા બન્યો તો?"

બિલ્વન—"જો ખરી રીતે એવો બનાવ બનશે તો પણ મહારાજને માટે હું શોચ કરીશ નહિ; પણ મહારાજા જો પોતાના કર્તવ્યથી વિમુખ થઇને નાસી જશે તો મને જરૂર ખેદ થશે."

રાજા કાંઇક કાતર ખાઇને બોલ્યા,—"શું હું મારા પોતાના ભાઇનું ખુન કરૂં?"

બિલ્વને કહ્યું,—"કર્તવ્યની આગળ ભાઈ કે બ્હેન કોઇ સગું નથી. કુરૂક્ષેત્રની લડાઈની વખતે શ્રીકૃષ્ણચન્દ્રે અર્જુનને શું ઉપદેશ આપ્યો હતો? યાદ છે?"

રાજા—"તમારો અભિપ્રાય એવો છે કે શું હું મારા હાથમાં તલવાર લઇને નક્ષત્રરાયને મારૂં?"

બિલ્વન—"હા."

ધ્રુવે અચાનક ત્યાં આવી ઘણીજ ગંભીરતાથી કહ્યું:—"છી; એવી વાત ન બોલો." ધ્રુવ રમતો હતો. તે બંનેને વાદવિવાદ કરતા જોઇને તે સમજ્યો કે આ બંને જણ લડે છે, જેથી ત્યાં જઈ તેમને લડતા અટકાવવા, એવો વિચાર કરીને તેણે એકદમ ત્યાં આવીને માથું નમાવીને કહ્યું; "છીઃ એવી વાત ન બોલો."

બિલ્વન ઠાકુરને એ વાત સાંભળી ઘણોજ હર્ષ થયો. તે હસ્યા

અને ધ્રુવને ખોળામાં બેસાડીને ચુમ્બન કર્યું. રાજા કાંઇ ન હસ્યા. તેમના મનમાં થયું કે જાણે તેમણે આ બાળકના મોઢેથી દેવ વાણી સાંભળી છે. તે સંશય રહિત સ્વરે બોલ્યાઃ—"મેં નિશ્ચય કર્યો છે કે, હું રક્તપાનનો સમય આવવા દઇશ નહિ. હું કદાપિ પણ યુદ્ધ કરીશ નહિ."

બિલ્વન ઠાકુર કેટલીકવાર તો ચૂપ રહ્યા, પણ આખરે તેમણે કહ્યું,—"જો મહારાજ યુદ્ધ કરવાનું ન ઇચ્છતા હોય તો બીજું કામ કરો. નક્ષત્રરાયને મળીને આપ તેમને યુદ્ધ કરતાં રોકો."

બિલ્વન ઠાકુરની આ વાતને ગોવિંદમાણિક્યે પસંદ કરી.

બિલ્વન ઠાકુરે કહ્યું—"આ વિષેનો એક પત્ર લખીને નક્ષત્રરાયની પાસે મોકલાવો." અંતે એવો નિર્ણય થયો.

## પ્રકરણ ચોત્રીસમું.

### નક્ષત્રરાયની ઉપર ગોવિંદ માણિક્યનો પત્ર.

નક્ષત્રરાય સેના સહિત આગળ વધવા લાગ્યો. પણ કાંઇ વિઘ્ન આવ્યું નહિ. ત્રિપુરાના જે ગામમાં તે ગયા ત્યાંના સર્વ લોકોએ તેને રાજા માનીને તેનું સન્માન કર્યું. ડગલે ડગલે તે રાજત્વપદનો અનુભવ કરવા લાગ્યા. તૃષ્ણાની માત્રા તેને અધિક વધવા લાગી. ચારે તરફનાં લાંબાં પહોળાં ખેતર, ગામ, પહાડ અને નદી વિગેરે સર્વ મારાં છે એવું તેમના મનમાં થવા લાગ્યું. તે અધિકારની સાથે સાથે તે પોતાને ઘણોજ મોટો અને પ્રતાપી માનવા લાગ્યો. મુગલ સેના જ્યારે જે માગતી ત્યારે તેને માટે તે મેળવવાનો હુકમ

તે આપતો હતો. તે સમજતો હતો કે તે સર્વ મારાજ છે અને મારાજ રાજ્યમાં આવી ગયા છે. તે લોકોને કાંઈ પણ દુઃખ પડવા દેવું ન જોઈએ. મુગલ સેના જ્યારે પોતાના દેશમાં પાછી જશે ત્યારે પોતાની ઉદારતાની અને દાનશીલતાની ઘણીજ તારીફ કરશે અને કહેશે કે, "ત્રિપુરાનો રાજા કાંઈ જેવો તેવો નથી." મુગલસેનાને ખુશ રાખવાને માટે તે હંમેશાં ઉત્સુક રહ્યા કરતો હતો. તે લોકો જ્યારે તેના વખાણ કરતા હતા ત્યારે તે પાણી પાણી થઈ જતો. તે લોકો પાછળથી તેનું ખરાબ ન બોલે તેને માટે તેને ડર રહેતો હતો.

રઘુપતિએ વિસ્મિત થઈને કહ્યું-"યુદ્ધની કાંઇ તૈયારી જણાતી નથી."

નક્ષત્રરાય-"ડર લાગ્યો હશે." એમ કહીને ખૂબ જોરથી હસવા લાગ્યો.

રઘુપતિને હસવાનું કાંઇ વિશેષ કારણ ન જણાવા છતાં પણ ખડખડીને હસવા લાગ્યો.

નક્ષત્રરાયે કહ્યું-"નવાબની સેના લઈને આવ્યો છે. એ કાંઈ સાધારણ વાત નથી."

રઘુપતિ-"જોઈએ છીએ કે, આ વખતે કોણ કોને દેશનિકાલ કરે છે."

નક્ષત્રરાય-"હું ધારું તો દેશનિકાલની સજા કરી શકું, કેદ પણ કરી શકું અને ફાંસી પણ દઈ શકું છું. પણ શું કરું, હાલ તેનો કાંઈ નિર્ણય કર્યો નથી." એમ કહીને તે ખુશી થવા લાગ્યો.

રઘુપતિ-"મહારાજ, આપ આટલો બધો શોચ ન કરો. હજુ પણ વખત ઘણો છે. પણ મને ડર તો એ છે કે વખતે ગોવિંદમાણિક્ય યુદ્ધ કર્યાં વગરજ આપને પરાજીત ન કરી શકે?"

નક્ષત્રરાય–" તે કેમ બને ?"

ગોવિંદ માણિક્ય પોતાના લશ્કરને એક જગ્યાએ છુપાવી રાખશે અને ઘણું કરીને તે ભ્રાતૃસ્નેહ બનાવીને આપને ગળે બાઝી પડીને કહેશે કે; " મારા નાના ભાઇ, ચાલો, ઘેર ચાલો, માખણુ ને સાકર ખાવ." ત્યારે મહારાજ રડીને કહેશે કે;–" જેવી આપની આજ્ઞા, હું આવું છું. વાર કરવાની જરૂર નથી." એમ કહીને આપ પગમાં જોડા પહેરીને મોટા ભાઇની પાછળ પાછળ માથું નીચું નમાવીને ચાલ્યા જશો. બાદશાહની મુગલસેના તે તમાશો જોઇને હસતી હસતી ઘેર પાછી જશે."

નક્ષત્રરાય રઘુપતિના મોંઢેથી આ વાત સાંભળીને ઘણોજ અધીર થયો. હસવા જતાં પણ હસવું આવ્યું નહિ. તે બોલ્યો " શું તે મને એક નાનું બચ્ચું માને છે કે તે આ પ્રમાણે મને ઠગી જશે. એવું કદી પણ બની શકશે નહિ."

તે દિવસે ગોવિંદ માણિક્યની ચિઠ્ઠી લઇને એક દૂત નક્ષત્રરાયના તંબુમાં આવી પહોંચ્યો: તે ચિઠ્ઠી રઘુપતિના હાથમાં આવી. તેણે તેને ઉઘાડીને વાંચી જોઇ. રાજા ગોવિંદમાણિક્યે તેમાં વિશેષ પ્રેમભાવ પ્રકટ કરીને પોતાને મળવાને માટે પ્રાર્થના કરી હતી. રઘુપતિએ નક્ષત્રરાયને તે ચીઠ્ઠી જોવા ન દીધી. તેણે દૂતની સાથે કહેવરાવ્યું કે;–

"ગોવિંદ માણિક્યને અહીં સુધી આવવાની તસ્દી લેવાની જરૂર નથી પણ મહારાજા નક્ષત્ર માણિક્ય પોતાનું લશ્કર અને તલવાર લઇને જલ્દી તેમને મળશે. આટલા થોડા વખતની જુદાઇથી વધુ અધીર થઇ ગયા છે પણ આઠ વર્ષ સુધી તેમણે તેનો વિયોગ શી રીતે સહન કર્યો."

રઘુપતિએ નક્ષત્રરાયને જઇને કહ્યું કે:–" ગોવિંદ માણિક્યે પો-

તાના દેશનિકાલ કરેલા નાના ભાઈને એક અત્યંત પ્રેમ પરિપૂર્ણ પત્ર લખી મોકલ્યો છે."

નક્ષત્રરાયે ઘણોજ હલકો ભાવ ધારણ કરીને હસીને કહ્યું, "શું ખરેખર પત્ર મોકલ્યો છે? ક્યાં છે? જોઉં તો ખરો." એમ કહીને તેણે પત્ર લેવાને માટે હાથ લાંબો કર્યો.

રઘુપતિએ કહ્યું, મને તે પત્ર મહારાજને બતાવવો યોગ્ય ન લાગ્યો. જેથી પત્ર વાંચીને તેજ વખતે તેને ફાડીને ફેંકી દીધો. અને તેના દૂતને કહી દીધું કે લડાઇ સિવાય તેનો કાંઈ બીજો જવાબ નથી. નક્ષત્રરાયે હસીને કહ્યું કે—"તમે કહો છો કે, લડાઇના સિવાય તેનો કાંઇ ઉત્તર નથી! ઠીક ઉત્તર મોકલ્યો છે."

રઘુપતિ—"ગોવિંદ માણિક્ય એ ઉત્તર સાંભળીને વિચાર કરશે કે, જ્યારે રાજ્યમાંથી દેશનિકાલ કર્યો હતો ત્યારે તે મારો ભાઇ મોટા તોરથી ચાલ્યો ગયો હતો. પણ તેજ ભાઈ ઘેર પાછો આવ્યો ત્યારે આજે મહા ભારે બખેડો કરી રહ્યો છે."

નક્ષત્રરાય—"હા, હવેજ તે સમજશે કે મારો ભાઇ સાધારણ માણસ નથી. જ્યારે ચાહ્યું ત્યારે દેશનિકાલ કરી દેવો અને જ્યારે ફાવે ત્યારે પાછો બોલાવવો એ હવે નહિ બને." એમ કહીને તે ઘણીજ ખુશીની સાથે હસવા લાગ્યો.

---

# પ્રકરણ પાંત્રીસમું.

## બિલ્વન ઠાકુરની નક્ષત્રરાય સાથે મુલાકાત.

નક્ષત્રરાયનો જવાબ સાંભળી ગોવિંદ માણિક્ય ઘણા દિલગીર થયા. બિલ્વન ઠાકુરે જાણ્યું કે હવે મહારાજા યુદ્ધમાં પાછી પાની

નહિ કરે; પરંતુ ગોવિંદ માણિકયે કહ્યું; "એ ઉત્તર નક્ષત્રરાયે કહેવરાવેલો નથી. એ તો પુરોહિતેજ કહેવરાવેલો હોવો જોઇએ. નક્ષત્રના મોઢેથી આવા શબ્દો કદી પણ નીકળી શકે નહિ."

બિલ્વન—"તો મહારાજનો વિચાર હવે કેવો થાય છે?"

રાજા—"હું જો કોઇ પણ રીતે એકવાર નક્ષત્રને જોવા પામું તો આ સર્વ ટંટો એકદમ શાંત પાડી દઉં."

બિલ્વન—"પણ કદી મુલાકાત ન થાય તો?"

રાજા—"તો હું રાજ્ય છોડીને ચાલ્યો જઇશ."

બિલ્વન—"ઠીક, હું એક વાર પ્રયત્ન કરીને જોઉં છું."

પહાડની ઉપર નક્ષત્રરાયનો તંબુ ઉભો કરેલો છે. ચારે તરફ ગાઢ જંગલ છે. કંઇક વાંસનું વન, કંઇક નેતરનું વન અને કોઈ કોઈ જગ્યાએ ઘાસનું વન છે. જમીન અનેક પ્રકારના વેલા અને લતાઓથી ઢંકાયલી છે. લશકર, હાથી વિગેરે જનાવરોના ચાલવાના રસ્તાનું અનુમાન કરીને ઘણા કષ્ટે પહાડ ઉપર ચઢી આવ્યું છે. થોડો ઘણો દિવસ બાકી છે. સૂર્ય ભગવાન પહાડના પશ્ચિમ ભાગમાં ઉતરી આવ્યા છે. પૂર્વ તરફ છાંયો થવાથી અંધારૂં થઈગયું છે. સૂર્ય અસ્ત થતી વખતે ધુંધલાપણું અને વૃક્ષોનો છાંયો બંને મળવાથી જંગલની અંદર સાંજ પડેલી જણાય છે. શીયાળાના દિવસે, સાંજની વખતે જેમ જમીનમાંથી ધુમાડી નીકળે છે તેવીજ રીતે જમીનમાંથી બાફ નીકળ્યાં કરે છે. ચકલીઓના કોલાહલથી નિસ્તબ્ધ વન શબ્દાયમાન થવા લાગ્યું છે. બિલ્વન જ્યારે તંબુમાં આવી પહોંચ્યા ત્યારે સૂર્યાસ્ત થઇ ગયો હતો; પરંતુ પશ્ચિમ તરફના આકાશમાં સોનેરી વાદળાં હજુ સુધી જણાતાં હતાં. પશ્ચિમ તરફ સપાટ પહાડી જમીનમાં જે ગાઢ સ્યામલ વન છે તેના ઉપર તે સોનેરી વાદળોની છાયા પડવાથી લાલ રંગના સ્થિર સમુદ્રની માફક

જણાતું હતું. મુગલ સેના કાલે પરોઢીએ અહીંથી આગળ વધશે. રઘુપતિ એક લશ્કરની ટુકડી અને સેનાપતિને સાથે લઇને રસ્તો શોધવા માટે બહાર ગયો છે. જે હજુ સુધી પાછો આવ્યો નથી. જો કે રઘુપતિની હાજરીમાં પણ નક્ષત્રરાયની પાસે કોઈ પણ સખસને જવા દેવાની સખ્ત તાકીદ હતી તથાપિ સંન્યાસી જાણીને બિલ્વનને કોઇએ રોક્યો નહિ.

બિલ્વને નક્ષત્રરાયની પાસે જઇને કહ્યું, "મહારાજ, ગોવિંદ માણિક્યે આપને આ પત્ર લખીને આશિર્વચન કહ્યાં છે." એમ કહીને નક્ષત્રરાયના હાથમાં પત્ર આપ્યો. નક્ષત્રરાયે થરથરતા હાથે પત્ર લીધો. પત્ર ઉઘાડતી વખતે તેને લજ્જા અને ભય થવા લાગ્યાં. જેટલો વખત રઘુપતિ, ગોવિન્દ માણિક્ય અને તેના વચમાં વ્યવધાન થઇને ઉભો રહેતો હતો ત્યાં સુધી તે સર્વથા નિશ્ચલ રહેતો. અને કોઇ પણ રીતે તે ગોવિન્દ માણિક્યને જોવાનું ઇચ્છતો નહિ. ગોવિંદ માણિક્યનો એ દૂત એકદમ નક્ષત્રરાયની સામે આવીને ઉભો થઇ રહ્યો, એથી નક્ષત્રરાય લજ્જિત થઈ ગયો અને મનમાં ને મનમાં કાંઇ કહ્યો પણ ખરો. તેના મનમાં આવ્યું કે જો રઘુપતિ ત્યાં હાજર હોત તો આ દૂતને મારી પાસે આવવા દેત નહિ. મનમાં થોડી વખત વિચાર કર્યા પછી આખરે તેણે પત્ર ઉઘાડયો. ગોવિંદ માણિક્યે તેને એક પણ વાત એવી નથી લખી કે જેથી તેને શરમ આવે. ગોવિન્દ માણિક્યે જરા પણ દબાણ તેના ઉપર બતાવ્યું નથી. નક્ષત્રરાયને લશ્કર લઇને તેના ઉપર ચઢાઇ કરવાને માટે આવ્યો છે તે વાતની ચર્ચા પણ તેમાં નથી. બંને ભાઇઓને પ્રથમ જે પ્રકારનો ભાવ હતો તેવો જ ભાવ અત્યારે પણ છે એમ જણાતું. આખા પત્રમાં માત્ર ગાઢ સ્નેહ અને ગાઢ વિષાદનો ભાવ ભરેલો છે. સ્નેહ અને વિષાદમાં

કોટની માત્રા અધિક નથી. આ પ્રેમ વિષાદથી ભરેલી વાતોથી નક્ષત્રરાયના હૃદયમાં ભારે ધક્કો લાગ્યો. પત્ર વાંચતાં વાંચતાં તેના મનનો ભાવ ધીરે ધીરે બદલાવા લાગ્યો. હૃદય ઉપર જે પત્થરનો પડદો પડ્યો હતો, તે ચુરેચુરા થઇ ગયો. તેના મુખ ઉપર ઉદાસી જણાવા લાગી. હાથ કંપવા લાગ્યો. સાથે સાથે પત્ર પણ કંપવા લાગ્યો. નક્ષત્રરાયે કેટલીક વાર સુધી તે પત્રને માથા ઉપર ચઢાવ્યો, પછી વારંવાર તેને વાંચવા માંડ્યો. તે પત્રમાં જે ભાઇનો આશિર્વાદ હતો તે જાણે કે ઠંડા ઝરણાના જલ પ્રપાતની માફક તેના સંતપ્ત હૃદય ઉપર પડવા લાગ્યો. તે ઘણીવાર સુધી ક્ષબ્ધ થઇને સાયંકાલની લાલિમાથી સુશોભિત દૂરની શ્યામલ વનભૂમિની તરફ એક ટસે જોવા લાગ્યો. ચારે તરફ શાંતિમય સંધ્યાનિઃશબ્દ શાંત સમુદ્રની તરફ શોભાયમાન થઈ રહી છે. જોતજોતામાં તેની આંખોમાંથી ડબડબ આંસૂ વહેવા લાગ્યાં. નક્ષત્રરાયે સહસા લજ્જા અને પશ્ચાતાપથી અધીરા થઇને બંને હાથે મોં ઢાંકીને રડતાં રડતાં કહ્યું,—" મારે આ રાજ્ય જોઈતું નથી. ભાઈજી, મારા સર્વ અપરાધોને ક્ષમા કરીને આપના ચરણોનું મને શરણ આપો. મને આપની પાસે રહેવા દો, મારો ત્યાગ ન કરો. "

બિલ્વન કાંઈ ન બોલ્યો. છાનામાના બેઠા બેઠા નિસ્તબ્ધ હૃદયથી અને સ્નેહભરી દૃષ્ટિથી તેના મોં સામું જોવા લાગ્યો. આખરે જ્યારે નક્ષત્રરાય થોડીકવારે સાવધાન થયો ત્યારે બિલ્વને કહ્યું: "ગોવિંદ માણિક્ય આપની રાહ જોઇને બેઠા છે, માટે ચાલો અને તેમને મળો. હવે વિલંબ કરવો ઠીક નથી."

નક્ષત્રરાયે કહ્યું:—" શું તે મને ક્ષમા કરશે ? "

બિલ્વન—" તે યુવરાજ ઉપર જરા પણ નારાજ નથી. અધીક રાત જતાં રસ્તામાં તકલીફ પડશે માટે એક ઘોડો લઈ લ્યો. પહા-

ડની નીચે મહારાજાના માણસો આપને સાથે લેઈ જવાને માટે ઉભેલાં છે.

નક્ષત્રરાય—" હું છાનો માનો આવીશ. લશ્કરને તે વાત જાણવા નહીં દઉં. હવે વાર કરવાનું કારણ નથી. જેમ બને તેમ જલ્દી અહીંથી નીકળી જવું એ જ ઉત્તમ છે."

બિલ્વન;—" ઘણું સારૂં."

" હું તીન–મૂડા પહાડ ઉપર સંન્યાસીની સાથે શિવજીની પૂજા કરવાને માટે જઉં છું." એમ કહીને નક્ષત્રરાય ઘોડા ઉપર ચઢીને સંન્યાસીની સાથે વિદાય થયા. નોકરોએ સાથે જવાનું કહ્યું પણ નક્ષત્રરાયે તેમને મના કરી.

જેવા બહાર નીકળ્યા કે તેવામાં ઘોડા આવવાનો અવાજ અને લશ્કરનો ઘોંઘાટ સંભળાવા લાગ્યો. નક્ષત્રરાય ઘણોજ લજ્જિત થયો. જોતજોતામાં રઘુપતિ લશ્કરની સાથે આવી પહોંચ્યો. આવીને તેણે વિસ્મિત થઇને પૂછ્યું: " મહારાજ, ક્યાં જાવ છો ?" નક્ષત્રરાયે કાંઇ જવાબ ન આપ્યો.

નક્ષત્રરાયને ચૂપ થયેલા જોઇ બિલ્વને કહ્યું:—" મહારાજ ગોવિંદ માણિક્યની સાથે મુલાકાત કરવા માટે જાય છે."

રઘુપતિએ બિલ્વનને એક વખત માથાથી તે પગ સુધી નિહાળીને જોઈ લીધો, અને પછી મોં ચઢાવીને બોલ્યો: " આજ આવા વખતે અમે અમારા મહારાજને જવા નહિ દઇએ." એટલી બધી આતુરતાનું પ્રયોજન શું છે. નક્ષત્રરાયે કહ્યું—કાલે સવારેજ આવીશ. આજ હવે રાત થઈ ગઈ છે."

બિલ્વન ઠાકુર નિરાશ થઇને તેમની સાથે પાછા ગયા અને તે રાતે તેમની સાથે તંબુમાંજ રહ્યા. જ્યારે સવાર થયું ત્યારે નક્ષત્રરાયની પાસે તેમણે જવા માંડયું, પણ પહેરેદારોએ તેમને રોકી રાખ્યા. નક્ષત્રરાયના તંબુની ચારે તરફ આજે પહેરા મૂકી દીધા છે.

કોઈ તરફથી તેમાં જવાનો રસ્તો નથી. આખરે રઘુપતિની પાસે જઇને કહ્યું,–"જવાનો સમય થઇ ગયો છે. માટે યૂવરાજને ખબર આપો."

રઘુપતિ—"મહારાજ આજે આવનાર નથી. એવો તેમનો નિશ્ચય થઈ ગયો છે."

બિલ્વન—"હું તેમને એક વાર મળવા ઇચ્છું છું."

રઘુપતિ—"મુલાકાત થઇ શકશે નહિ, એવું તેમણે કહેવરાવ્યું છે."

બિલ્વન—"મહારાજ ગોવિંદમાણિક્યના પત્રનો ઉત્તર મળવો જોઇએ."

રઘુપતિ—"પત્રનો ઉત્તર પ્રથમ એક વખત આપેલો છે."

બિલ્વમ—"હું તેમના મોઢેથી ઉત્તર સાંભળવા ઇચ્છું છું."

રઘુપતિ—"તેમ બની શકશે નહિ."

બિલ્વન ઠાકુર સમજી ગયા કે નકામું બોલવું ને સમય વિતાવવો એ સિવાય આનું બીજું ફળ નથી. બિલ્વન ઠાકુરે જતી વખતે રઘુપતિને કહ્યું;–"બ્રાહ્મણ, શું તમે સર્વનાશ કરવા ઇચ્છો છો? એ બ્રાહ્મણોનું કામ નથી."

## પ્રકરણ છત્રીસમું.

### રાજ્યનો ત્યાગ કરવાનો ગોવિંદ માણિક્યનો નિશ્ચય.

બિલ્વન ઠાકુર જ્યારે નક્ષત્રરાયના તંબુમાંથી પાછા આવ્યા ત્યારે તેમણે જોયું કે રાજાએ ઘણું ધન આપીને કૂકી જાતિની સેનાને વિદાય કરી દીધી છે કારણ કે તે લોકો લડાઇમાં વિલંબ થતો જોઇ દેશમાં જ્યાં ત્યાં ઉપદ્રવ કરતા હતા. ત્રિપુરાના સૈનિકો પણ તેમની આજ્ઞાનુસાર પોતપોતાને ઘેર ચાલ્યા

ગયા છે. યુદ્ધની કાંઇ પણ તૈયારી જોવામાં ન આવી. બિલ્વને ત્યાં બનેલી સર્વ વાત રાજાને કહી સંભળાવી.

રાજાએ કહ્યું,—"હું હવે વિદાય થઉં છું. નક્ષત્રને માટે રાજ્ય અને ધન મૂકી જઉં છું."

બિલ્વન—"તમે અનાથ રૈયતને બીજાના હાથમાં સોંપીને નાસવા માગો છો, એમ નાસી જવાની સલાહ હું ખુશીથી તો તમને કદી પણ આપી શકીશ નહિ. માતા પોતાના પુત્રને દુશ્મનના હાથમાં સોંપીને નિશ્ચિંત થવા ઇચ્છે એ કદી સંભવિત છે?"

રાજા—"તમારી વાત મારા હૃદયમાં ચોટી જાય છે. ક્ષમા કરો, મને હવે કાંઇ પણ ન કહો. મને મારા નિશ્ચયથી ભ્રષ્ટ કરવાનો પ્રયત્ન ન કરો. તમે જાણો જ છો કે મેં પ્રતિજ્ઞા કરી છે, કે હું રક્તપાન નહિ કરૂં. જેથી હું તે પ્રતિજ્ઞાનો ભંગ નહીં કરૂં."

બિલ્વન—"તો હવે આપ શું કરવા ધારો છો?"

રાજા—"સાંભળો, હું તમને સર્વ કહી સંભળાવું છું. હું ધ્રુવને સાથે લઇને જંગલમાં જઇશ. મારૂં જીવન અધુરૂં રહ્યું છે. મારે ઘણું કામ કરવાનું હતું પણ કાંઇ થયું નહિ. જીંદગીનો જેટલો ભાગ વહી ગયો છે તે પાછો આવી શકવાનો નથી. હું જાણું જ છું કે દૈવે મને તીરની માફક ફેંકી દીધો છે. જો એક વાર પણ લક્ષ્ય ભ્રષ્ટ થયા તો પછી હજારો ઉપાય કરવા છતાં પણ લક્ષ્યસ્થાન તરફ જઇ શકતા નથી. બસ, હું જીવનના પ્રારંભમાં જ લક્ષ્ય ભ્રષ્ટ થયો છું તેથી હવે તેની શોધ તો પણ શકતો નથી. જે વખતે જાગ્રત અવસ્થામાં હું મારૂં રક્ષણ કરી શકત તે વખતે હું અચેત થઇને પડી રહ્યો અને હવે ડુબવાની વખતે મને ભાન આવ્યું છે. સમુદ્રમાં પડયા પછી લોકો જેવી રીતે લાકડાનો આશ્રય લે છે, તેવીજ રીતે

હું આ બાળક ધ્રુવની મદદ લેવા ઇચ્છું છું. ધ્રુવની સહાયતાથીજ હું કિનારે પહોંચી શકીશ. હું પ્રથમથીજ તેને મનુષ્ય બનાવવાનો યત્ન કરીશ અને તેની સાથે મારામાં પણ સુધારો કરીને મનુષ્ય જન્મ સાર્થક કરીશ. પરમહંસજી, હું હાલ સુધી મનુષ્ય કહેવરાવવાને યોગ્ય નથી, તો પછી રાજા થઇને શું કરૂં ?"

રાજાએ અંતિમ વાક્ય ઘણાજ આવેગની સાથે કહ્યાં, કે જેને સાંભળી ધ્રુવે રાજાના ખોળામાં આળોટતાં કહ્યું, "હું લાજા."

બિલ્વન ઠાકુરે હસીને ધ્રુવને પોતાના ખોળામાં બેસાડ્યો. ઘણી વાર સુધી તેના મોંની તરફ જોઇને રાજાને કહ્યું,—"વનમાં રહીને શું મનુષ્ય કદી મનુષ્યતા મેળવી શકે છે ? મનુષ્ય મનુષ્યના સમાજમાં જ રહીને સુધરી શકે છે."

રાજાએ કહ્યું—"હું જંગલમાં એટલા માટેજ જઉં છું કે હું જનસમાજથી કાંઇક અલગ રહું. જનસમાજનો સર્વથા સંબંધ ત્યાગ કરીશ નહિ. અને એ નિયમ પણ થોડાજ દિવસને માટે છે."

આ તરફ નક્ષત્રરાય સેના સાથે રાજધાનીની નજીક આવી પહોંચ્યો. રૈયતને લૂંટવા માંડી. જેથી પ્રજાના માણસો ગોવિંદ માણિક્યની તરફ ફરીયાદ કરવા લાગ્યા કે "આ સર્વ ઉપદ્રવ રાજાના પાપથી જ થાય છે." રાજાએ એકવાર રઘુપતિને બોલાવીને મળવાની ઇચ્છા કરી. જેથી રઘુપતિ આવ્યો. રાજાએ તેને કહ્યું; "પ્રજાને વ્યર્થ શા માટે સતાવે છે. હું નક્ષત્રરાયને માટે રાજ્ય છોડીને જઉં છું. જેથી મુગલ સેનાને વિદાય કરી દે."

રઘુપતિએ કહ્યું,—"જેવી આપની આજ્ઞા, આપ જે વખતે રાજધાની છોડીને વિદાય થશો તેજ વખતે મુગલ સેનાને પણ હું વિદાય કરી દઇશ. હું ત્રિપુરાને લૂંટવા ઇચ્છતો નથી."

રાજાએ તે જ વખતે રાજધાનીના ત્યાગ કરીને બીજે કંઈ જવાનો ઠરાવ કર્યો. પોતાના રાજકિય વેષને બદલી નાંખ્યો, અને ભગવાં વસ્ત્ર ધારણ કર્યાં. નક્ષત્રરાયને એક મોટો આશિર્વાદ પત્ર લખ્યો. તેમાં રાજાના કર્તવ્યની ઘણી વાતો લખી. પછી ધ્રુવને ખોળામાં બેસાડીને પૂછ્યું, "ધ્રુવ તું મારી સાથે વનમાં આવીશ."

ધ્રુવે તરતજ રાજાના ગળે બાઝી પડીને કહ્યું, "હા આવીશ."

તેજ વખતે રાજાને એકાએક યાદ આવ્યું કે, ધ્રુવને પોતાની સાથે લઇ જવા માટે પ્રથમ તેના કાકા કેદારેશ્વરને પૂછી લેવું જોઇએ. રાજાએ કેદારેશ્વરને બોલાવીને કહ્યું, "તમારી મરજી હોય તો હું ધ્રુવને મારી સાથે લઇ જઉં."

ધ્રુવ રાતદિવસ રાજાની પાસેજ રહેતો હતો. તેના કાકાની સાથે તેને કાંઈ વધુ સ્નેહ નહોતો. જેથી રાજાના મનમાં એમ નહોતું લાગતું કે ધ્રુવને તેની સાથે મોકલવાની કેદારેશ્વર ના કહેશે. રાજાની વાત સાંભળીને કેદારેશ્વરે કહ્યું, "મહારાજ, હું તેની રજા કેમ આપી શકું."

આ સાંભળી રાજાના હોશ ઉડી ગયા. જાણે કે એકાએક તેના ઉપર વજ્ર પડયું. જેથી તે કાંઇક વાર સુધી શાંત રહીને પછી બોલ્યા; "કેદારેશ્વર તમે પણ મારી સાથે ચાલો."

કેદારેશ્વરઃ—"ના મહારાજ, જંગલમાં જઇને રહેવું મને પસંદ નથી."

રાજાએ અધીર થઇને કહ્યું, "હું જંગલમાં રહેવાનો નથી. હું પૈસા ટકા પાસે રાખીને નોકરોની સાથે વસ્તીમાંજ રહેવાનો છું."

કેદારેશ્વર;—"હું દેશ છોડી પરદેશ જવા ઇચ્છતો નથી."

રાજાને હવે વધુ પૂછવું યોગ્ય ન લાગ્યું. તેમની સઘળી આશા

માટીમાં મળી ગઈ. એકજ પળમાં તેમને માટે આખી પૃથ્વી પ્રતિકુળ થઈ ગઈ.

ધ્રુવ પાસેજ પ્રસન્નતાપૂર્વક રમતો હતો. રાજા ઘણીવાર સુધી તેની સામે જોઇ રહ્યા. અને તેને જોતાં છતાં પણ તેમની આંખને તૃપ્તિ થઇ નહીં.

ધ્રુવે તેમને પોતાની તરફ ખેંચીને કહ્યું; "તમે પણ માલી છાથે લમો." રાજાનું સંપૂર્ણ હૃદય પલળીને જાણે આંખોમાં ભરાઇ આવ્યું. તેમણે ઘણાજ કષ્ટે આંસુને રોક્યાં, પછી તે બોલ્યા. "ઠીક, ધ્રુવ તું અહીં રહે. હું એકલોજ જઇશ." જીવનના બાકીના ભાગનો એક લાંબો કંટક માર્ગ એકજ પળમાં વિજળીની માફક તેમની આંખોમાં સમાઈ ગયો.

કેદારેશ્વરે ધ્રુવને રમતાં ખાળી કહ્યું:—"ચાલ મારી સાથે ચાલ." એમ કહીને તેનો હાથ ખેંચ્યો.

ધ્રુવ રડતાં રડતાં કહ્યું:—"નહીં." રાજાએ ચમકીને ધ્રુવની તરફ મોં ફેરવી જોયું. ધ્રુવ દોડતો આવીને રાજાને ગળે બાઝી પડયો અને તેમના ખોળામાં પોતાનું મોં છુપાવ્યું. રાજાએ ધ્રુવને ખોળામાં ઉઠાવી લીધો. અને તેને છાતી સરસો ચાંપ્યો. તેમનું વિશાળ હૃદય ફાટતું હતું; પરંતુ નાના સરખા ધ્રુવને છાતી સરસો દબાવીને હૃદયને ઠંડુ પાડયું. તે એવી રીતે ધ્રુવને છાતી સરસો લઇને ઓરડામાં આમ તેમ ફરવા લાગ્યા. ધ્રુવ તેમના ખભે માથું રાખીને ઘણીજ શાંતિથી પડી રહ્યો. જવાનો વખત થયો. ધ્રુવ રાજાના ખોળામાં સુઈ ગયો છે. રાજા ધીમે રહીને ધ્રુવને પોતાના ખોળામાંથી કેદારેશ્વરના હાથમાં આપીને પોતે રવાના થયા.

# પ્રકરણ સાડત્રીસમું.

## ગોવિંદ માણિક્યનો રાજ્ય ત્યાગ.

નક્ષત્રરાયે લશ્કરને સાથે લઇને પૂર્વ દરવાજામાં થઈને કિલ્લાની અંદર પ્રવેશ કર્યો. આ તરફ ગોવિંદ માણિક્ય કેટલુંક ધન અને થોડાક નોકરોને સાથે લઇને પશ્ચિમના દરવાજે થઇ કિલ્લાની બહાર નીકળી ગયા. શહેરના લોકો શંખધ્વનિની સાથે ભાતભાતનાં વાજાં વગાડતા, જય જયકાર કરતા નક્ષત્રરાયને લેવા માટે કેટલેક દૂર સામા જઈ હર્ષ પ્રકટ કરવા લાગ્યા. ગોવિંદમાણિક્ય જે તરફ થઈ ઘોડા ઉપર બેસી જતા હતા, તે તરફ તેમને સન્માન આપવાની કોઇને જરૂર ન જણાઈ. એટલુંજ નહિ પણ તે તરફની સડકપર આવેલાં ઘરોની સ્ત્રીઓ બહાર નીકળીને તેને ગાળો ભાંડવા લાગી. તે સર્વ સમજતી હતી કે આનાજ પાપથી ઘરમાં અન્ન નથી. આનાજ પાપથી તેમનાં બાળબચ્ચાં ભૂખે રીબાય છે. એક દિવસે જે ડોસીઓને આ ભયંકર કાળમાં રાજાને ત્યાંથી રોજ અનાજ મળતું હતું અને રાજા પોતે તેમને ધીરજ આપતા હતા, તેજ પોતાના અંને દુબળા હાથો લાંબા કરી કરીને રાજાનો તિરસ્કાર કરવા લાગી. છોકરાં માના શીખ-વાડવાથી તાળીઓ પાડતાં પાડતાં રાજાની પાછળ પડયાં. રાજાએ આ સર્વ બનાવ ઉપર ધ્યાન ન આપતાં સીધા આગળ ચાલવા માંડયું. એક ખેડુત પોતાના ખેતરમાંથી આવતો હતો, તેણે રાજાને જોઇને ઘણાજ માનપૂર્વક પ્રણામ કર્યો. તે જોઈ રાજાનું હૃદય દ્રવિત થઇ ગયું. તે ઘોડાની લગામ ખેંચી ઉભા રહ્યા અને બોલ્યા: “ભાઈ, મને હવે અહીંથી આગળ જવાનો રસ્તો બતાવ.” રાજાની

આવી અવસ્થા જોઈ તેને ઘણુંજ દુઃખ થયું. તેની પુત્ર તુલ્ય આખી પ્રજામાંથી માત્ર આ એક ખેડુતેજ તેમને જતી વખતે ભક્તિપૂર્વક પ્રણામ કર્યાં અને ઘણાજ ઉદાશ મુખે તેમને વિદાય કર્યા. રાજાની પાસે છોકરાનાં ટોળેટોળાં તાળીઓ પાડતાં મશ્કરીઓ કરતાં આવતાં હતાં. તે સર્વને આ ખેડુતે નસાડી મૂક્યાં. પણ રાજાએ તેને તેમ કરવાની મના કરી. આખરે સડકના જે ભાગમાં કેદારેશ્વરનું ઘર હતું તે તરફ રાજા આવ્યા. રાજાએ ફરીને દક્ષિણ તરફ જોયું તો સવાર થઈ ગયું છે. સૂર્યનાં કિરણો જણાવા લાગ્યાં. કેદારેશ્વરના ઘરની તરફ જોઇને રાજાને ગયા અશાડ માસની વાત યાદ આવી. તે વખતે વરસાદનો સમય હતો. બીજના કૃશ ચંદ્રની માફક તે બાલિકા (આનંદી) બેહોશ થઇને બિછાનામાં સુઈ રહી હતી. બાળક ધ્રુવને તેની ખબર નહોતી, તે ઘડીમાં તેનો પાલવ ખેંચી મોંમાં ચાવતો હતો, ઘડીમાં તેના મોં સામું જોતો વિગેરે સર્વ જુની વાતો તેને એક પછી એક યાદ આવવા માંડી. જાણે આજનું પ્રભાત તે અશાડ માસના મેઘાચ્છાદન પ્રાતઃકાળમાં છુપાયલું હતું. રાજાના મનમાં એવી ભાવના થઈ કે અદૃષ્ટ આજ તેમને રાજભ્રષ્ટ અને અપમાનિત કરીને ઘરમાંથી કહાડી બહાર લઇ જાય છે. તેજ અદૃષ્ટ આ નાના ઘરના દ્વાર પર તે અશાડ મહિનામાં સવારના પહોરમાં તેની વાટ જોઇ રહ્યું હતું. એજ જગ્યાએ આ અદૃષ્ટની સાથે તેની પહેલી મુલાકાત થઇ હતી. રાજા અન્યમનસ્ક થઈને તે ઘરની સામે કાંઇક વાર સુધી ઉભા રહ્યા. તે વખતે તેમના નોકરો વગર બીજું કોઇ માણુસ નહોતું. જે બાળકો પાછળ પાછળ આવતા હતા તેમને પણ પેલા ખેડુતે કહાડી મૂક્યા હતા. પણ ખેડુતને ગયેલો જોઇને તે છોકરાં પાછાં આવી પહોંચ્યાં. તેમના કોલાહલથી

રાજા સાવધાન થઇ એક લાંબો શ્વાસ લઇને પછી ધીરે ધીરે ચાલવા લાગ્યા. એકાએક તે બાળકોના શોરબકોરમાં એક સુમધુર પરિચિત અવાજ તેમને સંભળાયો. તેમણે જોયું તો ધ્રુવ બંને હાથ લાંબા કરતો, હસતો હસતો તેમની પાછળ દોડતો આવે છે. કેદારેશ્વર ઘેર નથી. તે નવા રાજાની પાસે પોતાની ભક્તિ બતાવવા માટે ગયો છે, ઘરમાં માત્ર એક વૃદ્ધ દાસી એકલીજ છે. તેને જોઈ ગોવિંદ માણિક્ય તુરત ઘોડા ઉપરથી ઉતરી પડ્યા. ધ્રુવ તેમના કપડાનો છેડો ખેંચી તેમના પગે બાઝી પડયો. અને પોતાના પ્રથમ આનંદના ઉદ્દ્રાંતને શાંત કરી બોલ્યો;—"હું ઘોડાપર ચઢીશ." રાજાએ તેને ઘોડા ઉપર બેસાડી દીધો. ઘોડા ઉપર બેસીને તે રાજાના ગળે વળગી પડયો. ધ્રુવ રાજાના સ્વભાવમાં એક વિલક્ષણ ફેરફાર થયેલો જોઇ મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો કે, ગાઢ નિદ્રામાંથી જગાડવાને માટે લોક જેવી રીતે ભાતભાતના પ્રયત્ન કરે છે, તેવીજ રીતે ધ્રુવે પણ રાજાને પોતાની તરફ ખેંચીને, તેમની સાથે લપેટાઈ જઇ અને તેમના ગાલ આગળ પોતાનો ગાલ રાખી તેમના ભાવને પ્રથમના રૂપમાં લાવવાનો પ્રયત્ન કર્યો. અંતે તેનો પ્રયત્ન વિફળ થયેલો જોઇ તે પોતાના મોંમાં આંગળી ઘાલીને ચુપ થઇ ગયો. રાજાએ ધ્રુવના હૃદયનો ભાવ સમજી વારંવાર તેના મોં ઉપર ચુંબન કર્યું. આખરે વિવશ થઇને રાજાએ કહ્યું, "ધ્રુવ, હવે હું જઉં છું." ધ્રુવે રાજાના મોં તરફ જોઇને કહ્યું,—"હું પણ આવું છું."

રાજા—"તું ક્યાં આવે છે. તારા કાકાની પાસે રહે."

ધ્રુવ—"નહીં, હું તો તમાલી સાથેજ આવીશ."

તે વખતે પેલી ઘરડી દાસી ઘરમાંથી બડબડાટ કરતી બહાર આવીને જોરથી ધ્રુવનો હાથ ખેંચીને બોલી:—"ચાલ અહીંથી."

ધ્રુવ ડરી ગયો. તે બંને હાથે રાજાને વળગી પડયો અને પોતાનું મોં તેમની છાતી પાસે છુપાવી દીધું. રાજા અધીર થઈને મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો. હૃદયની પ્રાણુરક્ષક નાડિયો ભલે તોડી શકાય છે પણ આ બંને હાથના બંધનને કેવી રીતે તોડી શકું ? આજે તેને પણ તોડવું પડશે. રાજાએ ધીમે ધીમે ધ્રુવના બંને હાથ છુટા કરીને બલપૂર્વક તેને દાસીને સોંપી દીધો. ધ્રુવ રડવા લાગ્યો અને હાથ પગ પછાડતો વારંવાર કહેવા લાગ્યો કે "મારે જવું છે," રાજાએ હવે પાછળ ન જોતાં ઝટ ઘોડા ઉપર સ્વાર થઇને ખૂબ જોરથી ઘોડાને દોડાવી દીધો. તે વેગળે ગયા ત્યાં સુધી પણ ધ્રુવનો રડવાનો અવાજ સંભળાતો હતો. રાજાની આંખો-માંથી આંસુ વહેવા લાગ્યાં, તેમને કાંઇ સુઝ પડવા ન લાગી. જાણે સૂર્યનો પ્રકાશ અને આખો સંસાર તે અશ્રુજળમાં ડૂબી ગયો હોય તેમ તેમને જણાયું. ઘોડો પોતાના વેગથી ચાલવા લાગ્યો.

રસ્તામાં મુગલ સેનાની એક ટુકડી આવતી હતી. તે રાજાને જોઇ હસવા લાગી, અને પોતાના નોકરોની સાથે તેમની મશ્કરી પણ કરવા માંડી. રાજાનો એક સભાસદ, તેજ રસ્તે ઘોડા ઉપર સ્વાર થઈ કંઇક જતો હતો તે આ બનાવ જોઇ રાજાની પાસે દોડી આવ્યો અને તેણે રાજાને કહ્યું, " મહારાજ, આ અપમાન મારાથી સહન થતું નથી. મહારાજની દીનદશા જોઇને આ લોકો મશ્કરીઓ કરવા મંડયા છે. પણ આપ મારી આ તલવાર અને પાઘડી લ્યો. મહારાજ કાંઇક વાર સુધી અહીં ઉભા રહેવાની કૃપા કરો. હું મારા માણસોને હમણાંજ અહીં લાવીને આ નરાધમોને શિક્ષા કરૂં છું."

રાજાએ કહ્યું—" નહિ નયનરાય, મારે તલવાર અને પાઘડીની કાંઇ જરૂર નથી. તે લોકો મને શું કરશે. હું હવે આના કરતાં પણ

અધિક અપમાન સહન કરવાને માટે તૈયાર છું. હું હવે હાથમાં ઉઘાડી તલવાર લઇને આ સંસારી મનુષ્યોમાં માન મેળવવાની ઇચ્છા રાખતો નથી. સંસારના સર્વ સાધારણ લોકો જેવી રીતે સારા નરતા વખતમાં માન, અપમાન અને સુખદુઃખને સહન કરે છે. તેવીજ રીતે હું પણ જગદીશ્વરના ભરોસે તેને સહન કરીશ. જુવો નક્ષત્રરાય, મારો ભાઈ મારી સાથે શત્રુતા કરી રહ્યો છે, આશ્રિતો કૃતઘ્નતા કરી રહ્યા છે અને જે લોક માથું નમાવતા હતા તે હવે મારા સામું જોતા પણ નથી. એક વખત આ સર્વ વર્તનને સહન કરવું મને અસહ્ય જણાતું પણ આ વખતે તો આ સર્વને સહન કરવામાંજ મને સુખ મળે છે. જે લોક મારા હિતૈષી છે, તેમને પણ હું જાણું છું. જાવ નયનરાય તમે પાછા જાવ. નક્ષત્રરાયને સમ્માનપૂર્વક સામે જઈ લઇ આવો. જેવી રીતે તમે મારૂં માન સાચવતા હતા તેવીજ રીતે નક્ષત્રરાયનું પણ માન રાખજો. તમે સર્વ મળીને નક્ષત્રને સારે રસ્તે ચલાવજો અને પ્રજાનું ભલું થાય તેવા રસ્તે ચાલજો. તમારી પાસેથી વિદાય થતી વખતે એજ મારી અંતિમ પ્રાર્થના છે. ઠીક, હવે હું જઉં છું." એમ કહીને રાજાએ તે સભાસદની પાસેથી ચાલવા માંડયું. સભાસદ પણ તેમને પ્રણામ કરીને આંસુ લ્હોતો ચાલતો થયો.

જ્યારે રાજા ગોમતી નદીના ઉંચા ટેકરા પાસે આવી પહોંચ્યા ત્યારે બિલ્વન ઠાકુરે જંગલમાંથી બહાર નીકળીને તેમની સામે આવી અને હાથ જોડી કહ્યું, "જય હો." રાજાએ ઘોડા ઉપરથી નીચે ઉતરી તેમને પ્રણામ કર્યાં.

બિલ્વન ઠાકુરે કહ્યું,—"હું આપની પાસે રજા માગવા આવ્યો છું."

રાજાએ કહ્યું—"કેમ, આપ નક્ષત્રની પાસે રહીને તેને સારી સલાહ આપો અને રાજ્યનું હિત સાચવો."

બિલ્વને કહ્યું—"નહીં, જ્યાં આપ રાજા નથી ત્યાં હું કાંઇ પણ કરવાને યોગ્ય નથી. હવે હું અહીં રહીને કાંઇ પણ કામ કરી શકીશ નહિ."

રાજાએ કહ્યું—"તો હવે બીજે ક્યાં જશો. તમે મારા ઉપર દયા કરો. આપને જોતાંજ મારા દુર્બળ હૃદયમાં બળ ઉત્પન્ન થાય છે."

બિલ્વન—"મારૂં કામ શું છે. તે શોધવાને માટે હું જઉં છું. હું આપની પાસે રહું કે ગમે તો દૂર રહું, તો પણ આપના ઉપર મારો પ્રેમ જેમનો તેમ કાયમ રહેશે. એ આપ નક્કી માનજો. હું આપની સાથે વનમાં આવીને કોઇનું શું ભલું કરી શકીશ!"

રાજાએ કોમળ સ્વરે કહ્યું,—"તો મને આગળ પ્રયાણ કરવાની આજ્ઞા આપો. એમ કહીને રાજાએ ફરી તેમને પ્રણામ કર્યાં. અને પોતપોતાને રસ્તે ચાલતા થયા.

## પ્રકરણ આડત્રીસમું.

### નક્ષત્રરાયે છત્ર માણિક્ય નામ ધારણ કરીને રાજકારભાર ચલાવવા માંડયો.

નક્ષત્રરાય પોતાનું નામ છત્ર માણિક્ય રાખીને ઘણાજ ઠાઠમાઠ સાથે રાજસિંહાસન ઉપર બેઠો. શીલીકમાં રૂપિયા વધુ નહોતા, જેથી જ્યાં સુધી બની શકે ત્યાં સુધી પ્રજાનું સર્વસ્વ હરણ કરીને મુગલ સૈનિકોને આપી તેમને વિદાય કર્યાં. છત્ર માણિક્ય અત્યંત

દુસ્સહ દારૂણ દુર્ભિક્ષ અને દરિદ્રતાની સાથે રાજ્યકારભાર ચલાવવા લાગ્યો. ચારે તરફથી પ્રજાના રડવા કકળવાની વાતો સંભળાવા લાગી.

જે આસન ઉપર ગોવિન્દ માણિક્ય બેસતા હતા, જે પલંગ ઉપર તે સુતા હતા, જે લોકો તેમના પ્રિયપાત્ર હતા તે સર્વ ચુપ-ચુપ જાણે છત્ર માણિક્યનું અપમાન કરતા હોય તેમ લાગ્યું. ગોવિંદ માણિક્યની સર્વ વસ્તુઓ તેની આંખમાં ખટકવા લાગી. તેણે ધીરે ધીરે પોતાની નજર આગળથી તે વસ્તુઓનો ત્યાગ કરવા માંડયો. ગોવિન્દ માણિક્યના ઉપયોગની જેટલી ચીજો હતી, તે સર્વનો નાશ કરી દીધો. ગોવિન્દ માણિક્યના જે પ્રિય નોકરો હતા, તે સર્વને છત્ર માણિક્યે રજા આપી. ગોવિન્દ માણિક્યના નામની ગંધ પણ તેને હવે ગમતી નહોતી. ગોવિન્દ માણિક્યનું નામ સાંભળતાંજ તેનાં રૂવાટાં ખડાં થઇ જતાં. તે સમજતો હતો કે તેને યાદ કરીને સભાસદો ગોવિન્દ માણિક્યની ચર્ચા ચલાવે છે. તે મનમાં ને મનમાં હંમેશાં શોચ કરતો હતો કે સર્વ લોક તેને રાજા માનીને પૂર્ણ રૂપે તેનું સન્માન કરતા નહોતા, જેથી તે ઘણી વખત લોકોની સાથે તકરાર કરી ઉઠતો. તેનો આ પ્રમાણે વિના કારણ ક્રોધ ચઢેલો જોઈ સભાસદો કોઈ કાંઈ બોલી શકતા નહિ. દરેક જણે બ્હીતા રહેવું પડતું. છત્ર માણિક્ય રાજકાજમાં કાંઈ સમજતો નહિ. જ્યારે તેને કોઈ સારી સલાહ આપવા આવતું ત્યારે ઝટ બોલી ઉઠતો કે:—"શું હું એટલું પણ સમજતો નથી? શું તમે મને બિલ્કુલ બેવકૂફજ સમજો છો?" આ સાંભળી સલાહ આપનાર નીચું મુખ કરીને ત્યાંથી ચાલી જતા. છત્ર માણિક્ય મનમાં ને મનમાં સમજતો હતો કે સર્વ લોકો તેને રાજગાદીને અયોગ્ય અને રાજ્યને પચાવી પડનાર સમજીને તેની ઉપેક્ષા કરે છે. તેથી ચિડાઈને તે બલપૂર્વક ઘણોજ મોટો રાજા થઇ

બેઠો. તે યથેચ્છ કામ કરીને સર્વ જગ્યાએ પોતાનું એકાધિપત્ય સ્થાપવાનો વિચાર કરવા લાગ્યો. તેના મનમાં જ્યારે જે આવતું ત્યારે તે તેમ કરતો હતો. જેને રાખવા ઇચ્છતો તેને રાખતો હતો. જેને મારવા ઇચ્છતો હતો તેને મારતો હતો. તેને વિશેષરૂપે પ્રમાણિત કરવાને માટે જેને રાખવાને યોગ્ય ન હોય તેને રાખતો હતો અને જે મારવાને લાયક ન હોય તેને મારતો હતો. કયા ગુન્હાને માટે કઈ શિક્ષા કરવી જોઈએ તેનું જ્ઞાન તેને નહોતું. જેથી નાના નાના ગુન્હામાં પણ તે વધુ દંડ કરી દેતો હતો. અને જેનો વધુ દંડ કરવો જોઈએ તેને નિર્દોષ ઠરાવી છોડી મૂકતો હતો. તેના આવા અનુચિત વિચારથી સર્વ લોક દુઃખી થતા હતા. પ્રજા પણ કાળને લીધે ભૂખે મરતી હતી; છતાં છત્ર માણિક્યને તો રોજ નવા નવા ઉત્સવ કરવા પડતા હતા. દરરોજ નાચ, ગાન અને મિષ્ટાન્નનો આડંબર ચાલ્યાંજ કરતો. રાજ કાજનો તમામ કારભાર નોકરોને સોંપી પોતે નિર્ભય થઈને રાત દિવસ જલસા અને પાર્ટીઓની તૈયારી કરવામાંજ મશગુલ રહેતો હતો. આજ સુધીમાં તેની પહેલાં થઇ ગયેલા એક પણ રાજાએ સિંહાસન ઉપર બેસીને આ પ્રકારે રાજત્વની બિલકુલ પૂછપરછ કર્યા વગર પીછાં ફેલાવીને મયુરની માફક અપૂર્વ નૃત્ય કર્યું નહોતું.

પ્રજા ચારે તરફથી અપ્રસન્નતા પ્રકટ કરવા લાગી. છત્ર માણિક્ય તેથી વધુ ગુસ્સે થયો. તે સમજ્યો કે આ સર્વ રાજાની ઉપર અપ્રસન્નતા બતાવવાને માટેજ છે. તેણે અપ્રસન્નતાનો બેવડો વાંક જણાવીને જબરદસ્તીથી પ્રજાને અનેક પ્રકારનાં કષ્ટ આપી અને ડર બતાવીને તેમનાં મોં બંધ કર્યાં. આખું રાજ્ય ઘોર નિસ્તબ્ધ રાતની માફક શબ્દ રહિત થઇ ગયું. તે શાંત સ્વભાવનો નક્ષત્રરાય, છત્ર માણિક્ય બનીને જે સહસા આ પ્રકારનું વર્તન કરે એમાં આશ્ચર્યની પ્રભૂતા મેળવીને આ પ્રકારે ઉદ્ધત અને યથેચ્છાચારી બની જાય છે.

અનેકવાર આવા દુર્બળ હૃદયના રાજાઓના દુરાચારથી પ્રજાને દુઃખ પડે છે.

રઘુપતિનો ઉદ્દેશ સફળ થયો. તેના હૃદયમાં બદલો લેવાની જે ખરાબ વાસના રહેલી હતી તે હવે નથી. જે કામ તેણે હાથમાં લીધું હતું તે પુરૂ કરી દીધું. એ પછી પ્રતિહિંસાનો ભાવ ધીમે ધીમે તેના મનમાંથી નીકળી ગયો. તે અનેક કપટ કૌશલ્યથી, સર્વ વિઘ્નોને સહન કરીને એકજ સાધન સાધવાને પ્રવૃત્ત થઇને મનમાં ને મનમાં રાજી થતો હતો. આખરે તેનો તે ઉદ્દેશ સિદ્ધ થઇ ગયો. જેથી તેને હવે આ સંસારમાં કોઇ પણ કાર્ય સિદ્ધ કરવાનું રહેતું નથી.

રઘુપતિએ પોતાના મંદિરમાં જઇને જોયું તો ત્યાં કોઇ નથી. જોકે રઘુપતિ સારી રીતે જાણતો હતો કે જયસિંહ નથી છતાં પણ તેને આજે ત્યાં જતાંની સાથે જયસિંહ નથી એ વાત યાદ આવી. એક બે વાર તો તેના મનમાં આવ્યું કે "છે." તે પછી સાંભળ્યું કે "નથી," એકાએક પવન લાગવાથી કમાડ ઉઘડી ગયાં. તેણે ચમકીને પાછળની તરફ ફરીને જોયું કે વખતે, "જયસિંહ તો નહીં આવ્યો હોય ?" તેના મનમાં લાગ્યું કે જે ઘરમાં જયસિંહ રહેતો હતો તે ઘરમાં વખતે તે હશે. બે ઘડીવાર વિચાર કર્યો. પણ ભયનો માર્યો તે, તેના ઘરમાં જઇ શક્યો નહિ. આખરે તેણે ડરતાં ડરતાં તે ઘરની પાછળ જઇને જોયું, તો જયસિંહ ત્યાં નથી. રઘુપતિ સાંજ પડતાં સાહસ કરીને જયસિંહના ઘરમાં ગયો. સમાધિ ઘરની માફક તે સૂનું પડેલું છે. ઘરમાં એક તરફ એક લાકડાની પેટી છે. તે પેટીની નીચે જયસિંહની પાવડીઓ ધૂળથી ભરેલી પડેલી છે. ભીંતે જયસિંહના હાથે ચિતરેલી કાળી મૂર્ત્તિ છે. ખૂણામાં એક ધાતુની બનાવેલી દીવી પડી છે. તે ઘણા વખતથી એમની એમ પડી રહેલી છે, કોઇએ તેને સળગાવી નથી. તેના ઉપર જાળાં બાઝી ગયાં છે.

દીવીની પાસે દીવાલમાં કાળો ડાઘ પડેલો છે. ઘરમાં આ સર્વ ચીજો સિવાય બીજી કાંઇ વસ્તુ નથી. રઘુપતિએ ખૂબ જોરથી શ્વાસ લીધો, તે શ્વાસ આખા ઘરમાં પ્રતિધ્વનિત થઇ ઉઠ્યો. અંધારૂં થતાં હવે કાંઇ જણાતું નથી. એક ઘરોળી ટક ટક શબ્દ કરવા લાગી. ઉઘાડા બારણેથી ઘરની અંદર ઠંડી હવા આવવા લાગી. રઘુપતિ પેટી ઉપર બેસીને કંપવા લાગ્યો.

રઘુપતિએ આ શૂન્ય મંદિરમાં આ રીતે એક મહીનો વિતાવ્યો. પણ આ પ્રકારે તે વધુ દિવસ ગાળી શકે તેમ નહોતું. તેણે પુરોહિત-પણું છોડી દીધું છે. તેણે એક દિવસ રાજસભામાં જઈને રાજકાર-ભારનાં કામ તપાસી જોયાં. જોયું તો અવિચાર, અત્યાચાર, અને અશાંતિ એ ત્રણ છત્રમાણિક્ય નામ ધારણ કરીને રાજ્ય કરી રહ્યાં છે. તે રાજ્યમાં શાંતિ સ્થાપન કરવાને માટે પ્રયત્ન કરવા લાગ્યો. પ્રથમ છત્રમાણિક્યને સલાહ આપવા માટે ગયો. તો છત્રમાણિક્ય બોલી ઉઠયો કે, "રઘુપતિ તું રાજ કાર્યનો હાલ શું જાણે? આ સર્વ વાતમાં તું શું સમજું?" રઘુપતિ રાજાની પ્રચંડતા જોઇને અવાક્ થઇ ગયો. તેણે જોયું કે પહેલાં હતો તે નક્ષત્રરાય આજ નથી. રઘુપતિના ઉપર રાજાની અપ્રસન્નતા ક્રમશઃ વધવા લાગી. રઘુપતિ એના મનમાં સમજતો હશે કે મેંજ તને રાજા બનાવ્યો છે, એવો વિચાર છત્રમાણિક્યને થતાં તે તેના ઉપર ઘણો ચીડાયો રઘુપતિને જોતાં જતે મોં ચઢાવતો. આખરે તેણે એક દિવસ ચોખ્ખે ચોખ્ખું કહી દીધું કે;—"પુરોહિતજી, તમે તમારા મંદિરનું કામ કરો. રાજ સભામાં તમારૂં કાંઈ કામ નથી." આ સાંભળી રઘુપતિએ આગના જેવી તીવ્ર નજરથી છત્રમાણિક્યના સામે જોયું. પણ છત્રમાણિક્ય તો મોં ફેરવીને ત્યાંથી ચાલ્યો ગયો.

# પ્રકરણ ઓગણચાલીસમું.

## નક્ષત્રરાયે કેદારેશ્વર અને ધ્રુવને દેશનિકાલ કર્યા.

નક્ષત્રરાયે જે દિવસે રાજધાનીમાં પ્રવેશ કર્યો, તેજ દિવસે કેદારેશ્વર તેની પાસે હાજરી ભરવાને ગયો. પરંતુ તે ઘણો પ્રયત્ન કરવા છતાં પણ તેની મુલાકાત લઇ શક્યો નહિ. પહેરેદારોના ધક્કા ખાઇ ખાઇને તેને દમ ભરાઇ ગયો. આખરે તે જીવ લઇને ત્યાંથી નાશી ગયો. ગોવિંદ માણિક્યના રાજકારભાર વખતે તે યથેષ્ટ ષટ્‌રસ ભોજનથી પરિતૃપ્ત થઇને રાજભૂવનમાં આનંદપૂર્વક રહેતો હતો. તે વખતે યુવરાજને નક્ષત્રરાય સાથે ઘણોજ મેળ હતો. હવે કેટલાક દિવસોથી રાજભૂવનનો સંબંધ છુટી જતાં તેને પોતાનો જીવન નિર્વાહ કરવો કઠિન જણાતો હતો. જ્યારે તે ગોવિંદ માણિક્યના પાણિપલ્લવની છાયામાં હતો, ત્યારે સર્વ લોક એનાથી ડરતા અને તેની આબરૂ સાચવતા હતા. અને આજ તેનો કોઇ ભાવ પણ પુછતું નથી. પ્રથમ જ્યારે કોઇને રાજાનું કાંઇ કામ પડતું, ત્યારે લોક તેની પાસે આવીને તેની ખુશામત કરતા હતા. હવે તેની સાથે કોઇ વાત પણ કરતું નથી, અને તેના સામે પણ કોઇ જોતું નથી. આ અપમાનની સાથે સાથે તેને ખાવાપીવાનું પણ દુઃખ પડવા માંડયું. તેને ઇચ્છા થતી કે શી રીતે રાજભવનમાં હવે પ્રવેશ થાય, રાજભવનના સંબંધથીજ તેને પ્રથમ માફક સુખ મળી શકે તેમ હતું. તે એક દિવસ યોગ્ય વખતે કાંઇક ભેટ લઇને દરબારમાં છત્રમાણિક્યને મળવા માટે ગયો. બેહદ તે પોતાની ખુશી બતાવીને હસતો હસતો ઘણાજ ઉમંગથી

રાજાની સામે જોઈ ઉભો રહ્યો. રાજા તેને જોતાંજ ગુસ્સે થઇ ગયો અને બોલ્યો, " આ હસવું કેવું ? તમે શું મારી સાથે મશ્કરી કરવા આવ્યા છો ? "

સભામાં જે લોકો બેઠા હતા તેમણે પણ તેને લલકાર્યો. તેજ ઘડીએ કેદારેશ્વરની વિકસિત દંત પંક્તિ ઉપર જાણે યવનિકાપાત થયો હોય તેમ તેણે પોતાનું મોં બંધ કરી દીધું.

છત્ર માણિક્યે કહ્યું;—" તમારે જે કાંઇ કહેવું હોય તે જલ્દી કહીને ચાલ્યા જાવ. "

કેદારેશ્વરને જે કાંઇ કહેવું હતું તે બિલકુલ ભૂલી ગયો. તેણે ઘણા દિવસથી જે કહેવાનો વિચાર કરી રાખ્યો હતો તે તેના પેટમાંજ રહી ગયો. જ્યારે રાજાએ ફરી તેને કહ્યું કે, " જો કાંઈ કહેવું ન હોય તો, એકદમ તું અહીંથી ચાલ્યો જા. " ત્યારે કેદારેશ્વરે ઝટપટ જે કહેવું હતું તે કહેવા માંડયું; તે આંખ, મોં અને કંઠસ્વરમાં સહસા પૂર્ણ રૂપે કરૂણારસ ભરીને બોલ્યો; " મહારાજ, શું આપ ધ્રુવને ભૂલી ગયા ? "

છત્ર માણિક્ય આ સાંભળતાંજ ક્રોધનો માર્યો બળી ઉઠયો. મૂર્ખ કેદારેશ્વરે તેનો ભાવ ન સમજતાં પાછું કહ્યું, " તે મહારાજને કાકા, કાકા, કહીને હજુ પણ રડયાં કરે છે. "

છત્ર માણિક્યે કહ્યું—" તમારી શેખી તો કાંઇ કહી શકાય તેવી નથી. તમારો ભત્રીજો મને કાકા કહે છે ? તમે તેને તેવું શિખવાડયું છે ?"

કેદારેશ્વર ભયભીત થઇને હાથ જોડી બોલ્યો, " મહારાજ. "

છત્ર માણિક્યે કહ્યું—" કોઇ છે ? તેને અને તેના પુત્રને હમણાંજ મારા રાજ્યમાંથી દેશનીકાલ કરી દો. "

એકાએક કેદારેશ્વરના ગળા ઉપર પહેરેદારોના એટલા બધા હાથ પડયા કે તે તીરની માફક એકદમ બહાર જઇને પડયો. પહેરેદારોએ તેના હાથમાંથી ભેટની વસ્તુ ખૂંચી લઇ પોતપોતામાં વહેંચી લીધી. કેદારેશ્વર ધ્રુવને લઇને તેજ ઘડીએ ત્રિપુરામાંથી વિદાય થઇ ગયો.

## પ્રકરણ ચાલીસમું.

### રઘુપતિનું ત્રિપુરામાંથી ચાલ્યા જવું.

રઘુપતિ પાછો મંદિરમાં ફરી આવ્યો. તેણે આવીને જોયું કે હવે કોઇ પ્રેમ પરિપૂર્ણ હૃદયથી કપડાં વિગેરે લઇને તેની વાટ જોતું નથી. પત્થરનું મંદિર છે. તેની અંદર ચૈતન્યનો ગંધ પણ નથી. તે ગોમતી નદીના કિનારે સફેદ પત્થરની સીડી ઉપર જઇ બેઠો. પગથીઆંની ડાબી બાજુમાં જયસિંહના હાથે રોપેલાં અસંખ્ય વૃક્ષોમાં ફુલો ખીલી રહ્યાં છે. તે ફુલોને જોઇને તેને જયસિંહનું સુંદર મુખ, સ્વચ્છ હૃદય અને કપટરહિત જીવન યાદ આવવા લાગ્યું. સિંહના જેવા પ્રબળ પરાક્રમી તથા હરણના બચ્ચાના જેવા ભીરૂ જયસિંહનું ધ્યાન રઘુપતિના હૃદયમાં થઇ આવ્યું. જયસિંહે રઘુપતિના આખા હૃદય ઉપર પોતાનો અધિકાર જમાવી લીધો. તે પહેલાં તે જયસિંહના કરતાં પોતાને વિશેષ જ્ઞાની માનતો હતો. હવે તે પોતાના કરતાં જયસિંહને બહુજ બુદ્ધિમાન માનવા લાગ્યો. તેના ઉપર જયસિંહની જે નિશ્ચલ ભક્તિ હતી, તેનું સ્મરણ કરવાથી જયસિંહ ઉપર તેને અત્યંત શ્રદ્ધા ઉત્પન્ન થઇ. અને પોતાના ઉપર અશ્રદ્ધા થઇ. જયસિંહની સાથે તેણે જે અનેક અશિષ્ટ વર્ત્તન ચલાવ્યું હતું તેને યાદ કરતાં તેનું

કાળજું કોરાવા લાગ્યું. તેણે મનમાં ને મનમાં કહ્યું, "હાય! કેવી યોગ્યતાથી મેં જયસિંહનું અપમાન કર્યું? હું એવો યોગ્ય નથી કે જયસિંહનું અપમાન કરી શકું."

જો જયસિંહ ક્ષણમાત્રને માટે એકવાર પણ દેખા દે તો હું મારો દોષ સ્વિકાર કરીને તેની ક્ષમા માગીશ. એવી રીતે જયસિંહની સર્વ હકીકત તેને યાદ આવવા લાગી. જયસિંહનું આખું જીવન તેના હૃદયમાં વિરાજવા લાગ્યું. તે જયસિંહના ઉદાર ચરિત્રની ભાવના કરતો વિદેહભાવ ધારણ કરીને બધા ઝઘડા ટંટા ભૂલી ગયો. સંસારનો એક ભારે બોજો જે તેના માથે પડેલો હતો અને જે તેને રાતદિવસ દબાવી રહ્યો હતો તે સર્વ તેના માથેથી દૂર થઈ ગયો. જે નક્ષત્રરાયને તેણે રાજા બનાવી દીધો છે અને જે નક્ષત્રરાય રાજા થયા પછી આજ તેનું અપમાન કરે છે તેને યાદ કરવાથી તેના મનમાં હવે જરા પણ ક્રોધ ઉત્પન્ન થતો નથી. હવે તે માન અપમાનને બરાબર સમજે છે. માન અપમાનની વાતો ઉપર હવે તેને હસવું આવે છે. હવે તો તે એટલુંજ ઇચ્છે છે કે, કોઈ એવું ઉત્તમ કામ કરવું કે જેથી જયસિંહનો આત્મા સંતુષ્ટ થાય. ચારે તરફ નજર ફેંકી પણ કાંઇ સુઝ ન પડી. ચારે તરફ તેને શુન્યકારજ જણાવા લાગ્યું. આ શૂન્ય મંદિરને તો જાણે તેણે દબાવી નાંખ્યું. માનો કે આ મંદિરે તેનો શ્વાસ રૂંધી લીધો. તે કાંઇ મહાન કામ કરીને પોતાના હૃદયની વેદના મટાડવા ઇચ્છે છે; પરંતુ આ શૂન્ય મંદિરની તરફ નજર નાંખતાં, પાંજરામાં પુરેલા પોપટની માફક તેનું હૃદય અધીર બની ગયું.

તે ત્યાંથી ઉઠીને મંદિરની પાસેના ઉપવનમાં વ્યગ્ર ચિત્તે ઘુમવા લાગ્યો. મંદિરની અંદરની નિશ્ચેષ્ટ અને નિર્જીવ મૂર્તિઓ ઉપર તેને

ઘણોજ તિરસ્કાર ઉત્પન્ન થયો. હવે તેણે આ પત્થરની મૂર્તિઓની સેવામાં રહીને સમય ગુમાવવો તે વ્યર્થ માન્યો. જ્યારે પહોર રાત વીતી ગઇ ત્યારે રઘુપતિએ ચકમકના પત્થરમાંથી અગ્નિ સળગાવી દીવો સળગાવ્યો. દીવો હાથમાં લઇને તે મંદિરની અંદર ગયો. અંદર જઇને જોયું તો ચૌદે દેવતા સમાનભાવથી ઉભા છે. પહોર અશાડ માસની કાળરાત્રિમાં, દીવાના ધુંધળા પ્રકાશમાં, ભક્તના મૃત કલેવરની સંમુખ, રક્તની નીકની વચમાં, જ્ઞાનહીન અચેતનની માફક જે પ્રકારે તે ઉભા હતા તેજ પ્રકારે આજ પણ તે દેવતાઓ ઉભેલા છે. રઘુપતિ તે જોઇને જોરથી બોલી ઉઠયો. “ જુઠું ! સર્વ જુઠું ! હાય, પ્યારા જયસિંહ ! તેં તારા અમૂલ્ય હૃદયનું રક્ત કોને અર્પણ કર્યું ? અહીં કોઈ દેવતા નથી. આ પિશાચ રઘુપતિએજ તારા લોહીનું પાન કર્યું છે. ” એમ કહીને રઘુપતિએ કાલીજીની મૂર્ત્તિને આસન ઉપરથી ખેંચીને ઉખેડી નાંખી, અને મંદિરના બારણા આગળ ઉભા રહીને તેને જોરથી દૂર ફેંકી દીધી. અંધારામાં તે પત્થરની મૂર્ત્તિ પત્થરનાં પગથીયાંમાં થઇને પછડતી પછડતી ગોમતીના જળમાં જઈ પડી. જે અવિદ્યા રાક્ષસી પથ્થરનું સ્વરૂપ ધારણ કરીને આટલા દિવસથી રક્તપાન કરતી હતી, તે આજે ગોમતી નદીના ગર્ભસ્થમાં હજારો પત્થરના ટુકડાની ભેગી જઈ મળી ગઈ. પણ આ અવિદ્યા રાક્ષસી મનુષ્યોનાં કઠિન હૃદયરૂપી આસનનો પરિત્યાગ ન કરી શકી. રઘુપતિ દીવો હોલવીને મંદિરની બહાર નીકળી રસ્તામાં આવ્યો. પછી તે તેજ રાતે રાજધાનીનો ત્યાગ કરીને ચાલી નીકળ્યો.

# પ્રકરણ એકતાળીસમું.

## બિલ્વનની દેશસેવા અને ધ્રુવનો સંયોગ થયો.

બિલ્વન ઠાકુર કેટલાક દિવસોથી નવાખલી જીલ્લામા અંતર્ગત નિજામપુરામાં રહેલા છે. ત્યાં ભયંકર રૂપે કોલેરાનો રોગ ચાલ્યો છે. ફાગણ મહિનાના છેવટના દિવસોમાં એક દિવસ વાદળ ઘેરાયલું છે. આખા દિવસથી વરસાદ ચઢેલો છે. વચમાં વચમાં થોડા ઘણા છાંટા પડે છે પણ ખરા. આખરે સાંજે વરસાદ વરસવા લાગ્યો. પ્રથમ પૂર્વ તરફથી પવન આવતો હતો. રાતના બીજા પહોરે ઉત્તર અને ઇશાન ખૂણાનો પવન ફુંકાવા લાગ્યો, અને તેની સાથે વરસાદ વરસવા લાગ્યો. ઘણીવાર સુધી જોરથી વરસાદ પડયો. પછી કાંઇક કમી થયો. આ વખતે નદીમાં પૂર આવવાની બૂમ આવી. જેથી કોઈ ઘરના છાપરા ઉપર ચઢયા તો કોઇ ઉંચા ટેકરા ઉપર જઇ ઉભા રહ્યા. કોઇ ઝાડ ઉપર અને કોઈ મંદિરના શિખર ઉપર જઇને બેઠા. રાત અંધારી છે. થોડો થોડો વરસાદ પડયા કરે છે. પૂર આવવાનો અવાજ પણ ધીમે ધીમે લોકોના સાંભળવામાં આવ્યો. તે સાંભળીને ગામના લોકોને તો ત્રાસ પડયો. જોતજોતામાં પુર આવી ગયું. એક વાર તેની છોળ આવી, ફરી તુરત બીજી છોળ આવી. બીજી વારની છોળ આવતાંની સાથેજ ગામમાં આઠ હાથ પાણી ચઢી આવ્યું. જ્યારે સવાર થયું અને પાણીનો વેગ કાંઇક કમી થયો, ત્યારે આખું ગામ પાણીમાં ડૂબેલું જણાવા લાગ્યું. ગામમાં એવાં ઘર થોડાંજ બચી ગયાં હતાં કે જે પાણીમાં ડૂબ્યાં નહોતાં. લોકોનો પત્તો નથી. બીજા ગામના માણસોની અને ઢોરોની કેટલીએ લાશો વહેતી આવતી હતી. મોટાં

મોટાં આંબા અને બાવળનાં અનેક ઝાડ મૂળમાંથી ઉખડીને જુદાં પડેલાં છે. કેટલાંએ ઝાડ પાણીમાં તણાઈ ગયાં છે. ભીંતો પડી જવાથી બીજા ગામના ઘરોનાં અનેક છાપરાં પાણીમાં તણાતાં આવ્યાં છે. કેટલાંક માટીનાં વાસણો પાણીની ઉપર આમતેમ તર્યા કરે છે. ગામમાં અનેક નાનાં નાનાં ઘર એવાં હતાં કે જે વાંસ, આંબા, બાવળ વિગેરે ઝાડોના પડવાથી ઘેરાઇ ગયાં હતાં. જેથી ઘણા લોકો પાણી સાથે તણાઇ ન જતાં ઝાડને વળગી પડયા હતા. કેટલાક લોક આખી રાત આ પુરના તરંગોમાં તરતા વાંસને પકડીને તેની સાથે તરતા હતા. કેટલાકનાં શરીર કાંટાથી છિન્ન ભિન્ન થઇ ગયાં હતાં. કેટલાંક મનુષ્યો તો ઝાડ ઉખડી જતાં તેની સાથે તણાઇ ગયા હતા. પાણી જતું રહ્યા પછી જે લોક જીવતા રહ્યા હતા તે નીચે આવીને મુવેલાં શરીરોમાં પોતાનાં સગાવહાલાંની ખોળ કરવા લાગ્યા. ઘણી લાશો તો બીજા ગામમાંથી તણાઇ આવેલી હતી જે ઓળખી શકાતી નહોતી. તે લાશોને કોઇએ અગ્નિ સંસ્કાર પણ કર્યા નહિ. ગીધનાં ટોળેટોળાં ઉતરી આવ્યાં. અને તે મડદાંને ચાંચો મારી ખાવા લાગ્યાં. શિયાળ અને કુતરાં પણ તેમની સાથે લડનાર રહ્યાં નહોતાં, કારણ કે તે પણ મરી ગયાં હતાં. તે ગામની અંદર બારેક ઘર પડાણોનાં હતાં. તે લોકો બહુજ ઉંચી જમીન ઉપર વસેલા હતા. જેથી પુર આવવાથી તેમને કાંઈ હાનિ થઈ નહોતી. જીવતા માણસોમાં જે લોકોને રહેવાને માટે ઘર મળી ગયાં તે ત્યાં રહ્યા. અને જેમને ઘર ન મળ્યાં તે બીજે ચાલ્યા ગયા. તે વખતે જે લોકો પરદેશમાં હતા તેમણે દેશમાં આવીને પાછાં નવાં ઘર બનાવરાવ્યાં. સારાંશ કે પછી ધીમે ધીમે લોકોની વસ્તી વસવા લાગી. વસ્તી હજુ જોઇએ તેટલી વસી પણ નહોતી, કે એટલામાંજ મુડદાં સડવાથી, ખાડામાં ભરાયલું પાણી

કોહોવાથી, હવા બગડવાથી અને એવાં અનેક કારણોથી ગામમાં કોલેરા શરૂ થઈ ગયો. કોલેરાએ પ્રથમ પડાણોનીજ મહેલ્લામાં પ્રવેશ કર્યો. અને એકી સાથે સર્વનાં ગળાં દબાવ્યાં. મરેલા લોકોને માટે ઘોર ખોદવાને કે પરસ્પર એકબીજાની સેવા કરવાને માટે કોઇને પણ વખત ન મળ્યો. હિંદુઓએ કહ્યું;–"મુસલમાન લોક ગૌહત્યાના પાપનું ફળ ભોગવી રહ્યા છે." જાતીય શત્રુતાને લીધે કે નાતબહાર થવાના ભયથી કોઈ પણ હિંદુએ તે લોકોને એક ચાંગળુ પાણી પણ પીવરાવ્યું નહિ કે બીજી કાંઇ મદદ આપી શકયા નહિ. બિલ્વન ઠાકુર સંન્યાસી જ્યારે આ ગામમાં આવ્યા ત્યારે ગામની હાલત આવી હતી. બિલ્વનની પાસે કેટલાક ચેલા પણ હતા, તે લોકો કોલેરાના ડરથી નાસવાનો વિચાર કરવા લાગ્યા, પણ બિલ્વને તેમને ડર દેખાડીને રોકી રાખ્યા. તે જાતે મરણ પથારીએ પડેલા પડાણોની ચાકરી કરવા લાગ્યા. તેમને દવાદારૂ આપવા માંડયાં. તેમનાં મુડદાંને દાટવાનો પણ બંદોબસ્ત કરવા માંડયો. હિંદુ લોકો આ પ્રમાણે હિંદુ સંન્યાસીનો અનાચાર જોઇને અચંબો પામ્યા. બિલ્વનને જે કોઇ પૂછતા તેમને એ જવાબ દેતા કે હું સંન્યાસી છું. મારી કોઇ નાતજાત નથી. મારી જાતિ મનુષ્ય છે. મનુષ્યો જ્યાં મરવા બેઠા છે ત્યાં નાતજાતનો વિચાર કેવો ? અથવા ઈશ્વરની સૃષ્ટિમાં મનુષ્ય જ્યારે મનુષ્યનો પ્રેમ ઇચ્છે છે ત્યાં પણ નાતજાતનો વિચાર કેવો ?" હિંદુ લોકો બિલ્વનની એવી નિરપેક્ષ પરોપકારીતા જોઇને તેના ઉપર અશ્રદ્ધા યા તેની નિંદા કરવાનું સાહસ કરી શકયા નહિ. બિલ્વનનું તે કામ સારૂં છે કે ખોટું તેનો પણ તે લોકો નિશ્ચય કરી શકયા નહિ.

શાસ્ત્રીયજ્ઞાન ન હોવાને લીધે હિંદુઓએ કંઇક સંદેહ કરતાં તેમને કહ્યું:—"આ કામ સારૂં નથી," પણ તેમના હૃદયમાં જે પુરૂષ

વિરાજી રહ્યા હતા તેમણે કહ્યું:—" સારૂં છે." બિલ્વન ઠાકુર કોઇ સારૂ કે ખોટું કહે તેની કાંઇ પરવા ન રાખતાં પોતાનું કામ કરવા લાગ્યા. મરણ પથારીએ પડેલા પઠાણો તેમને પેગંબર જાણીને માનવા લાગ્યા. બિલ્વન, પઠાણનાં નાનાં નાનાં બાળકોને કૉલેરા ન થાય તે માટે તેમને તે જગ્યાએથી દૂર લઈ જવા માટે હિંદુઓની પાસે લઈ ગયા, પણ હિંદુઓ તો તેથી ગુસ્સે થયા. કોઇએ તેમનાં બાળકોને આશ્રય ન આપ્યો. ત્યારે બિલ્વન તે બાળકોને એક પડી ગયેલા મંદિરમાં લઇ ગયા. પઠાણોનાં છોકરાં તે મંદિરમાં રહેવા લાગ્યાં. બિલ્વન સવારે ઉઠીને તે છોકરાંને માટે ભીખ માગવા જતા હતા. પણ ભિક્ષા આપે કોણ ? દેશમાં અન્ન ક્યાં છે ? ઘણા લોકો અનાજ ન મળવાથી ભૂખે પીડાતા હતા. તે ગામમાં એક જે મુસલમાન જમીનદાર હતો, તેનું ઘર ત્યાંથી ઘણે દૂર હતું. બિલ્વન તેની પાસે ગયા. કોઇ રીતે તેને પ્રસન્ન કરીને તેની પાસે થોડા રૂપિયા લઇને તેના ચોખા મંગાવ્યા. તે પોતે રોગિયોની સેવા કરતા હતા અને તેમના ચેલા ચોખા વેંચતા હતા. બિલ્વન વખત મળતાં કોઇકોઇ વાર તે છોકરાંની સાથે રમતા હતા. તે લોકો તેને જોતાંજ કોલાહલ કરી મૂકતા હતા. સાંજની વખતે એ મંદિરની પાસે થઇને જવાથી જણાતું હતું કે તે મંદિરમાં હજારો તોતા એકી સાથે ટેં ટેં કરી રહ્યા છે. બિલ્વનની પાસે એક વાજું હતું. તે જ્યારે બહુ થાકી જતા હતા ત્યારે તે વગાડીને કાંઇક ગાતા હતા. જ્યારે બાળકો તેને કાંઇક ગાતાં ને બજાવતાં જોતાં ત્યારે તેઓ તેમને ચારે તરફ ઘેરીને બેસી જતાં, કોઇ ધ્યાન પૂર્વક તેમનું ગાન સાંભળતા હતા. કોઇ વાજાના તાર ખેંચતા હતા, અને કોઈ ગાવાની કોશિશ કરીને તાલ દેતા હતા.

આખરે મુસલમાનોના મહેલ્લામાંથી કોગળીયું હિંદુઓના મહેલ્લામાં

આવ્યું. ગામમાં એક પ્રકારની અરાજકતા થઇ રહી હતી. ચોરી, અને લુંટનો તો પારજ નહોતો. જેના હાથમાં જે આવતું તેને તે લુંટી લેતા હતા. મુસલમાન લોકો ટોળાં બાંધી બાંધીને લૂંટ કરવા લાગ્યા. તે લોકો હિંદુઓનાં માંદાં માણસોને પથારીમાંથી દૂર ફેંકી દઇને ખાટલો અને ગોદડી સુદ્ધાં પણ લઈ જવા લાગ્યા. બિલ્વન તેમને રોકવા માટે ઘણા પ્રયત્ન કરવા લાગ્યા. તે લોકો બિલ્વનની વાતને ખરા અંતઃકરણથી માનતા હતા. કદી પણ તેનું કહ્યું ન માનવાનું સાહસ કરતા નહોતા. બિલ્વન આ પ્રકારે ગામની શાંતિનું રક્ષણ કરવા લાગ્યા.

એક દિવસ સવારે એક ચેલાએ આવીને બિલ્વનને કહ્યું,–“એક પરદેશી પીપળના ઝાડ નીચે પડયો છે, તેને કૉલેરા થયો છે. અને બચે એમ લાગતું નથી. સાથે એક નાનો સરખો છોકરો પણ છે.” બિલ્વને તુરતજ જઇને જોયું તો કેદારેશ્વર બેશુદ્ધ થઇને પડયો છે. ધ્રુવ તેની પાસે ધુળમાં સુઈ રહ્યો છે. કેદારેશ્વરના પ્રાણ કંઠે છે તેની અંતકાળની અવસ્થા આવી પહોંચી છે. રસ્તે ચાલવાથી દુઃખ અને ભૂખથી તે અત્યંત ખિન્ન થઈ ગયો છે. જેથી ગામમાં આવતાં જ કૉલેરાએ તેનું ગળું દબાવ્યું છે. બિલ્વન ઠાકુરે ઘણી દવા કરી પણ કોઇ દવાથી ફાયદો ન થયો. કેટલીક વારે તેજ ઝાડ નીચે તેનું મૃત્યુ થયું. ધ્રુવની દશા જોઇને તેમને લાગ્યું કે ઘણા વખતથી તેને કાંઇ ખાવાનું ન મળતાં તે ભૂખથી રડતો રડતો સુઈ ગયો છે. બિલ્વને તેને ઘણીજ સાવધાનીથી પોતાના ખોળામાં ઉઠાવીને પોતાના તે બાલકાશ્રમના મંદિરમાં લઇ ગયા.

# પ્રકરણ બેતાલીસમું.

## ગોવિંદ માણિકયનું જંગલમાં સેંકડો ધ્રુવની સાથે રહેવું.

ચટગામ આ વખતે આરાકાનના તાબામાં છે. ગોવિંદ માણિક્ય રાજભ્રષ્ટ થઇને ચટગામમાં આવ્યા છે. એ સાંભળીને આરાકાનના રાજાએ ઘણાજ વિનીત ભાવથી તેમની પાસે દૂત મોકલીને કહેવરાવ્યું કેઃ—“ જો આપને આપનું રાજ્ય લેવાની ઇચ્છા હોય તો હું મારી સેનાઓની સાથે તમારી મદદ કરવાને માટે તૈયાર છું. ” ગોવિંદ માણિક્યે તે દૂતને કહેવરાવ્યું કે—“ મારે રાજસિંહાસન જોઇતું નથી. ”

દૂત—“ મહારાજ, આપ થોડો વખત આરાકાનની રાજધાનીમાં ચાલો અને રહો. ”

રાજા—“ હું રાજધાનીમાં રહેવા ઇચ્છતો નથી. ચટગામના એકાદ પ્રાંતમાં એકાદ સ્થાન મળશે તો, હું આરાકાનના રાજાનો ઋણિ રહીશ. ”

દૂત—“ મહારાજ, આપને જ્યાં રહેવાનું પસંદ હોય ત્યાં ખુશીથી રહો. આ રાજ્યને આપ આપનુંજ રાજ્ય સમજજો. ”

આરાકાનના કેટલાય નોકરો રાજાની સાથે રહ્યા. ગોવિન્દ માણિક્યે તેમને સાથે રહેવાની મના કરી નહિ. તેમણે મનમાં ને મનમાં વિચાર કર્યો કે, આરાકાન તો છે. વખતે મારા ઉપર કાંઇક સંદેહ રાખીને આરાકાનના રાજાએ મારી પાસે પોતાનાં માણસો રાખ્યાં હશે.

મયાની નદીના કિનારે રાજાએ પોતાની પર્ણકુટી બાંધી, નદીનું પાણી ઘણુંજ સ્વચ્છ છે. તેનો પટ કાંઇ વધુ પહોળો નથી. પરંતુ

પત્થરના નાના મોટા ટુકડા ઉપરથી ખળખળ શબ્દ કરતી નદી ઘણુાજ વેગથી વહ્યાં કરે છે, તે નદીની બંને તરફ કાળારંગના પત્થરો છે. તે કાળા પત્થરો ઉપર વિચિત્ર વર્ણની સેવાળ બાઝેલી છે. પહાડમાં કેટલીક જગ્યાએ નાની નાની ગુફાઓ છે. જેમાં ભાત ભાતનાં પક્ષીઓ નિવાસ કરે છે. કેટલીક જગ્યાએ પહાડનાં શિખરો એટલાં ઉંચાં છે કે જેની ટોચ પરથી સૂર્યનાં કિરણો ઘણી વારે નદીમાં પડે છે. પહાડની ઉપર અનેક પ્રકારનાં નાનાં મોટાં વૃક્ષો, ઉપર જુદા જુદા પ્રકારનાં ફળ ફુલો શોભાયમાન થઇને લટકી રહ્યાં છે. કેટલીક જગ્યાએ નદીના બંને કિનારાએ ઘણે દૂર સુધી ગાઢાં જંગલો છે. એક લાંબુ, શાખા વગરનું સફેદ ઝાડનું ઠુંઠું પહાડની ઉપર કાંઇક વાંકુ દેખાય છે. જેનો પડછાયો નીચે નદીના ચંચળ જળમાં નાચી રહ્યો છે. મોટી મોટી લતાઓ આ ઝાડને લપેટાઇને ધીરે ધીરે હાલી રહી છે. આ પાર્શ્વવર્તી ગાઢા જંગલમાં કંઈ કંઈ કેળાનાં વન પણ નજરે પડે છે. કંઇ કંઇ નાનાં નાનાં ઝરણો છે, કે જેનું પાણી ઘણા વેગથી વહેતું તે નદીમાં મળે છે. નદીનો પ્રવાહ પત્થરના ટુકડા ઉપરથી વહીને નીચે પડે છે. તેથી ઝરઝર શબ્દ પહાડની સાથે અથડાઈને પ્રતિધ્વનિત થઈ રહ્યો છે.

ગોવિંદ માણિક્ય આ નદીના કિનારે શીતળ છાયામાં આ ઝરમર ઝરમર શબ્દોના આનંદનો અનુભવ કરતા, પહાડની નીચે પોતાની શાંતિ કુટીરમાં રહેવા લાગ્યા અને શાંતિ સુખથી હૃદયને ભરવા લાગ્યા. એકાન્ત પ્રકૃતિનો શાંતિમય પ્રેમ ચારે તરફથી ઝરણાંની માફક તેમના હૃદય પર પડીને તેમના સમસ્ત માનસિક તાપોને દૂર કરવા લાગ્યા. તે ધીરે ધીરે પોતાના હૃદય ગવ્હરથી ક્રોધ, અહંકાર વિગેરે ખરાબ દોષોને બહાર કાઢવા લાગ્યા. તેમણે પોતાના હૃદયનું

દ્વાર ઉઘાડી નાંખ્યું. તેમાં સ્વચ્છ પ્રકાશ અને ઠંડી હવાએ પ્રવેશ કરીને તેના અંધકાર અને દુઃખને બિલકુલજ દૂર કરી નાંખ્યાં. ઘણાએ તેના એક હાથે ઉપકાર ચઢાવીને બીજા હાથે તેમની સાથે કૃતઘ્નતાનું કામ કર્યું છે. ઘણાએ તેમના વડે માન મેળવીને તેમનું અપમાન કર્યું છે. તે સર્વ વાતોને તે એકદમ ભૂલી ગયા. તે આ પર્વત વાસિની પુરાતન પ્રકૃતિની અવિરત કાર્યકારિતા જોઇને અને તેની શાશ્વતિક ચિન્તા રહિત શાંતિમય નવીનતા જોઇને પોતે પણ તેવાજ નૂતન, નિશ્ચિન્ત અને શાંત સ્વરૂપ થઈ બેઠા છે. તેમણે પોતાના નિષ્કામ પ્રેમને જાણે કે જગતની દશે દિશાઓમાં ફેલાવી દીધી છે. તે પોતાની સમસ્ત વાસનાઓને દૂર કરીને હાથ જોડી બોલ્યા કે, “હે ઈશ્વર, તમને ધન્ય છે. તમેજ સમ્પત્તિ શિખર ઉપરથી પડતાં મને પોતાના ખોળામાં લઈ લેઇને આ યાત્રામાંથી બચાવી લીધો છે. હું પડવાજ ઇચ્છતો હતો, પણ તમારીજ કૃપાથી હું બચી ગયો છું. જ્યારે હું રાજા હતો ત્યારે હું મારૂં કાંઇ મહત્ત્વ સમજતો નહોતો. આજે હું મારૂં મહત્ત્વ આખા જગતમાં ફેલાઈ રહેલું જોઉં છું. તે આગળ કાંઈ બોલી ન શક્યા. તેનું ગળું ભરાઇ આવ્યું. તેની બંને આંખોમાંથી આંસુ ગરવા લાગ્યાં. કેટલીકવારે ધીરજ રાખી તે ફરી બોલ્યા;—“ નાથ, તમે મારા સ્નેહાધાર ધ્રુવને મારાથી જુદો પાડી દીધો છે. તેની વર્તણૂંક હજુ પણ મને થોડી થોડી સાંભળી આવે છે. જો કે હું સમજું છું કે તમે આ સારૂંજ કર્યું છે, તથાપિ તેને માટે કોઈ કોઈવાર હૃદય અધીર થઇ જાય છે. મેં એ બાળકના સ્નેહમાં મારાં સમસ્ત કર્ત્તવ્યોને ભૂલીને મારા જીવનનો ઉદ્દેશનો તેનાજ ઉપર આધાર રાખ્યો હતો. તમે સંકટમાંથી મને બચાવ્યો. મેં ધ્રુવને મારા સમસ્ત પુણ્યના ફળરૂપ માનીને

ગ્રહણ કર્યો પણ તમેજ તેનું હરણ કરીને શિક્ષણ આપી રહ્યા છો કે પુણ્યનું ફળ પણ પુણ્યજ હોય છે. તમારા આ શિક્ષણના પ્રભાવથી હું આજે આ ધ્રુવના પવિત્ર વિરહ દુઃખને સુખ માનીને તમારા અનુગ્રહનો અનુભવ કરૂં છું. પ્રભો ! હું વેતન સ્વરૂપ કામ્યફળ ગ્રહણ કરીને સેવકની માફક કામ નહિ કરૂં. પણ હું તો માત્ર તમારા પ્રેમને વશ થઇને તમારી સેવા કરીશ.”

ગોવિંદ માણિક્યે જોયું કે જે શાંતિમયી પ્રકૃતિ એકાન્તમાં સ્નેહધારાનો સંચય કરે છે, તેજ તેને જનસમાજમાં પણ ખળખળ વહેતી નદીની માફક પ્રવાહિત કરે છે.

“જે તે પ્રેમ પ્રવાહમાં મગ્ન થાય છે તેનું દુઃખ શાંત થઇ જાય છે, તેની તૃષા શાંત થઈ જાય છે. જે તે પ્રેમના પ્રવાહનો સ્પર્શ કરતા નથી તેના ઉપર પ્રકૃતિનું કાંઇ દબાણ પણ નથી.” ગોવિંદ માણિક્યે પોતાના મનમાં વિચાર્યું કે;—“હું પણ મારા આ જગ્યાના શાંતિમય સંચિત પ્રેમને લોકોમાં વહેંચવાને માટે બહાર જઇશ.” એવો વિચાર કરી તે પણ તે આશ્રમને છોડીને બહાર ચાલ્યા ગયા. સહસા રાજ્ય છોડીને ઉદાસીન થવું એ બોલવામાં જેટલું સહેલું છે તેવું સહેલું વર્તવામાં નથી. રાજકિય વેષનો પરિત્યાગ કરીને ભગવાં વસ્ત્રને ધારણ કરવાં એ કાંઈ સહજ નથી. રાજ્યનો પરિત્યાગ કરવો એ કદાચિત સહજ હોઇ શકે; પરંતુ આપણને જે જન્મકાળથી નાની મોટી ટેવો પડી ગયેલી હોય છે તેનો ત્યાગ કરવો સહજ નથી. તે પડેલી ટેવોને આપણે એકાએક છોડી શક્તા નથી. તે ટેવો પોતાની તૃષ્ણાના ઉત્કટ આવેગોથી માંડીને આપણી નસે નસમાં સમાઈ ગયેલી હોય છે. તેની તૃષ્ણા યોગ્ય વખતે પૂરી ન કરવામાં આવે તો તે આપણા રૂધિરને પણ ચૂસવા માંડે છે.

કોઇએ એમ ન સમજવું કે ગોવિન્દ માણિક્ય જેટલા દિવસ પોતે આ જનસમાજ રહિત પર્ણકુટીમાં રહે તેટલા દિવસ તે આળસુની માફક પગ ફેલાવીનેજ પડયા રહે એવા છે. નહીં, તે ડગલે અને પગલે પોતાની નાની મોટી હજારો ટેવોની સાથે યુદ્ધ કરતા હતા. જ્યારે કોઇ વસ્તુને માટે તેમનું હૃદય અધીર થઈ ઉઠતું હતું ત્યારે તે પોતેજ પોતાને ધિક્કારતા હતા. તે પોતાની સહસ્રમુખી તૃષ્ણાને કાંઈ પણ ખોરાક ન આપતાં ધીરે ધીરે નષ્ટ કરી નાંખતા હતા. તે ધીમે ધીમે પોતાની આવી અનેક ટેવોના ઉપર વિજય મેળવીને સુખ મેળવતા હતા. જેવી રીતે લોકો તોફાની ઘોડાને ખૂબ દોડાવીને તેને થકવી નાંખે છે, તેવી રીતે તે પોતાના ઇપ્સિત પદાર્થો ન મળતાં, પોતાના અધીર હૃદયને અભાવરૂપી મરુ સ્થળને મેદાનમાં વારંવાર દોડાવીને શાંત કરતા હતા. તે અભ્યાસોને લીધે તેમને બહુ દિવસ સુધી તો ચેન પણ ન પડયું.

ગોવિન્દ માણિક્ય પહાડી પ્રદેશનો ત્યાગ કરીને દક્ષિણ સમુદ્રની તરફ ચાલી નીકળ્યા. તે વાસનાની સઘળી પરતંત્રતાનો પરિત્યાગ કરીને પોતાના મનમાં સ્વાધીનતાના સુખનો અનુભવ કરવા લાગ્યા. હવે એક પણ વિઘ્નકર્તા તેમની પાસે ન રહ્યું. હવે આગળ વધવામાં તેને કોઇ પણ જાતની અડચણ પડતી નહિ. તેમણે પ્રકૃતિને એક વ્યાપક રૂપમાં જોઇ અને પોતાને પણ તેના એક પરમાણું રૂપે માન્યા. તે ખીલેલાં વૃક્ષોમાં, લતાઓમાં, સૂર્યનાં સોનેરી કિરણોમાં પ્રકૃતિની અપાર શોભાને જોવા લાગ્યા. તે મનુષ્યોને હસવા, બોલવા, ઉઠવા, બેસવા અને ચાલવામાં પણ એક અપૂર્વ આનંદને મેળવવા લાગ્યા. તેમણે જેને જોયા તેને પાસે બોલાવીને અને તેમની સાથે વાત કરીને સુખ મેળવતા. જેની તેમના તરફ અપ્રીતિ હતી

તેમના તરફ પણ તેમના હૃદયનો સદ્ભાવ રહેતો હતો. તેમના મનમાં દુર્બળોને મદદ કરવાની અને દુખિયોના ઉપર યથાસાધ્ય ઉપકાર કરવાની અભિલાષા વિશેષ રૂપે જાગ્રત થતી હતી. તેમણે પોતાનું સમસ્ત બળ તથા સમસ્ત સુખને પારકાને માટે ત્યાગ કર્યું. તેમને હવે પોતાનું કાંઇ કામ રહ્યું નથી, તેમજ કોઈ પદાર્થની પણ વાસના રહી નથી. આ જડ ચેતનમય સંસારમાં જે દૃશ્ય બીજાને જણાતાં નહોતાં તે સર્વ નવા સ્વરૂપે તેમની દૃષ્ટિ આગળ આવવા લાગ્યાં. તે જ્યારે એ બાળકોને સડક ઉપર રમતાં જોતા હતા; જ્યારે એ ભાઇઓને, પિતા પુત્ર કે, મા અને બાળકોને એકી સાથે બેઠેલા જોતા હતા, પછી તે ચાહ્ય દરિદ્ર હોય કે કૃપણ હોય તો પણ તે મનુષ્યનામાં અતિ વિસ્તૃત હૃદય સમુદ્રનો એક અપાર પ્રેમ જોતા હતા. જે માતા બાળકને ખોળામાં લઇને બેઠી છે તેને તે ભૂત અને ભવિષ્યના સમસ્ત બાળકોની માતા કરીને માને છે. તે બે મિત્રોને પરસ્પર મધુરાલાપ કરતા જોઇને સમસ્ત મનુષ્ય જાતિને એ પ્રકારે મિત્રના પ્રેમમાં અનુરક્ત હોવાનો અનુભવ કરે છે. તે જે પૃથ્વીને પ્રથમ ઘણે ભાગે માતૃહીન કરીને માનતા હતા, તેજ હવે પોતાને નીચે નજર કરીને હંમેશને માટે જાગતી પૃથ્વીરૂપી માતાના ખોળામાં બેઠેલો માને છે. સંસારનાં દુઃખ, શોક, દારિદ્ર, વિવાદ વિગેરે જોઇને હવે તેના મનમાં ગભરાટ થતો નથી. તે હવે કોઇનું દુઃખ જોઇને હતાશ થતો નથી. કોઈ તરેહનું શુભ લક્ષણ જોતાંજ તેમની આશા હજારો અશુભોની આશંકામાંથી પાર થઇને એકાએક ખીલી ઉઠતી હતી. આપણી આખી જીંદગીમાં શું કોઇ પણ વખતે એવો અભૂતપૂર્વ નવો પ્રેમ અને નવી સ્વાધિનતાનો ઉદય નહિ થાય કે જે દિવસે આ સુખદુઃખમય સંસારને એક સુંદર સુકુમાર બાળકની માફક પ્રેમોલ્લસિત વિનોદના

ખોળામાં પ્રફુલ્લ ભાવથી બેઠેલો જોયો હોય ? આપણે માટે પણ શું એક દિવસ એવો આવી શકશે કે જે દિવસે કોઈ પણ આપણને વિચલિત કરી શકશે નહિ. કોઈ આપણને સંસારિક સુખથી છુટા પાડી શકશે નહિ, કોઈ આપણને કોઈ કિલ્લાની અંદર પૂરીને રાખી શકશે નહિ. એક દિવસ આપણે માટે પણ એક અપૂર્વ આનંદ સિતારનો તાર વાગી ઉઠશે. એક અપૂર્વ વસન્ત ૠતુની શોભા ઝળકી ઉઠશે, અથવા યુવત્વના આનંદથી આખો સંસાર ભરાઈ જાય છે. એક દિવસ એવો પણ આવે છે કે જે દિવસે સઘળાં દુઃખ દારિદ્ર મનમાં રહેવા પામતાં નથી. નવીન સ્વાધીનતાના ઉમંગમાં, અનિવાર્ય સ્વતંત્રના સામ્રાજ્યમાં, ઉદાર હૃદય ગોવિન્દ માણિક્યને આજે તેજ દિવસ પ્રાપ્ત થયો છે.

ચટગામથી દક્ષિણની તરફ રામૂ શહેર હજુ પણ દશ ગાઉ દૂર છે. ગોવિન્દ માણિક્ય સાંજ પડતા પહેલાં જ્યારે અલમખાલ નામના એક નાના ગામમાં આવી પહોંચ્યા, ત્યારે તેમને તે ગામમાં એક ઘરની અંદરથી એક ખિન્ન કંઠ બાળકના રડવાનો શબ્દ સંભળાવા લાગ્યો. જેથી ગોવિન્દ માણિક્યનું હૃદય અત્યંત ઉદ્વિગ્ન થઇ ઉઠયું. તે તેજ ઘડીએ તે ઘરની અંદર ગયા અને જોયું તો એક યુવક એક દુબળા અને પાતળા છોકરાને હાથમાં લઇને ઘરની અંદર આમતેમ ફર્યા કરે છે. બાળક થરથર કંપી રહ્યું છે; અને જરા વારે ડસકાં ખાતો ખાતો તે રડી ઉઠે છે. તે યુવક તેને પોતાની છાતી સાથે રાખીને છાનો રાખવાનો પ્રયત્ન કરે છે. એકાએક સંન્યાસ વેષ ધારી ગોવિંદ માણિક્યને જોઇને તે આશ્ચર્ય પામતો અધીર અવાજે બોલ્યો: "સ્વામીજી, આ બાળકને આશીર્વાદ આપો." ગોવિંદ માણિક્યે પોતાની કામળી કહાડીને સારી રીતે તે બાળકને ઓઢાડી. બાળકે એક-

વાર માથું ઉંચું કરીને ગોવિંદ માણિક્યના સામું જોયું. તે બાળકની આંખોમાં ખાડા પડી ગયા હતા. તેના સુકાઇ ગયેલા મુખ ઉપર બે આંખો સિવાય બીજું કાંઈ જણાતું નહોતું. તે ગોવિન્દ માણિક્યને જોઇને એકવાર પોતાના પાતળા સફેદ હોઠોને હલાવીને અસ્પષ્ટ શબ્દોમાં કાંઈક બોલ્યો. તે પછી તે પોતાના બાપના ખભા ઉપર માથું રાખીને છાનોમાનો પડી રહ્યો. આ યુવકે બાળકને નીચે બેસાડીને રાજાને પ્રણામ કર્યો. અને તેના પગની ધૂળ લઇને બાળકના માથા ઉપર અને શરીરે લગાવી. રાજાએ તે બાળકને પોતાના ખોળામાં લઇને તે યુવકને પૂછ્યું;–" આ બાળકના બાપનું નામ શું ? " યુવકે કહ્યું–" એનો બાપ હુંજ છું. મારૂં નામ યાદવ છે. " યાદવ આંખોમાં આંસુ લાવીને કહેવા લાગ્યો કે; " દૈવ એકે એકે મારાં સર્વ છોકરાંને છીનવી લીધાં છે. હવે માત્ર આ એકજ છોકરૂં બચ્યું છે. " એમ કહીને તેણે એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો. રાજાએ તે યુવકને કહ્યું—" આજની રાત હું તમારેજ ત્યાં અતિથિ થઇને રહીશ. હું કાંઈ જમવાનો નથી. જેથી મારે માટે જમવાની ખટપટ કરવાની જરૂર નથી. માત્ર અહીં રહીને આ રાત વિતાવીશ." ગોવિન્દ માણિક્ય તે રાતે ત્યાં રહ્યા. તેમની સાથેના નોકરોએ એક ધનવાન શેઠને ત્યાં જઇને મુકામ કર્યો. જોત જોતામાં સાંજ પડી. તે ઘરની નજીક સેવાળથી ઢંકાયલી એક નાની નદી હતી. તેમાંથી બાફ ઉડવા લાગી. ગોવાળીઆઓને ઘેર ધૂણી સળગાવાથી ધૂમાડી સીધી આકાશની તરફ ન જતાં ચક્કર ખાઇ સામેના મોટા જળાશય અને મેદાનમાં ફેલાવા લાગી. ઝાડીમાં જાનવરો બોલવા લાગ્યાં. હવા બંધ થઈ. ઝાડનું પાંદડું પણ હાલતું બંધ થયું. નદીના બીજા કિનારે એક મોટું વાંસનું જંગલ હતું. તે

વાંસના જંગલમાંથી જાનવરો બોલતાં સંભાળાતાં હતાં. ગોવિન્દ માણિક્ય દીવાના ધુંધળા પ્રકાશમાં તે રોગી બાળકનું મલિન મુખ જોઈ રહ્યા છે. તે તેને સારી રીતે કામળીથી ઓરાઢીને તેની પાસેજ બેસીને તેની નવી નવી વાતો સંભળાવતા હતા. સંધ્યાકાળ વીતી ગઈ. શિયાળો બોલવા લાગી. બાળક વાતો સાંભળતું સાંભળતું દુઃખ ભૂલી જઈ સુઇ રહ્યું. તે પછી રાજા તેની જોડેના બીજા ઘરમાં જઇને સુઇ ગયા. રાત્રે તેમને ઉંઘ ન આવી. આખી રાત તેમને માત્ર ધ્રુવની જ વાત સાંભળી આવી. રાજાએ મનમાં ને મનમાં કહ્યું, "હું ધ્રુવને ખોઇને હવે પણ સર્વ બાળકોને ધ્રુવના જેવાજ સમજું છું. જ્યારે દિવસ ઉગતા પહેલાં રાજાએ સાંભળ્યું કે બાળક જાગીને પોતાના બાપને પૂછી રહ્યો છે કે; "બાપૂજી શું વાગે છે?"

બાપે કહ્યું:—"ઢોલ વાગે છે."

બાળક:—"ઢોલ કયાં વાગે છે?"

બાપ:—"કાલે પૂજા છે."

બાળક:—"કાલે પૂજા છે? પૂજા જોવાને માટે મને કાંઇ નહિ આપો?"

બાપ:—"શું આપું બેટા?"

બાળક—"મને એક લાલ શાલ નહિ લઈ આપો?"

બાપ:—"હું શાલ કયાંથી લાવું? મારા બેટા, મારી પાસે કાંઈ નથી."

બાળક:—"તમારી પાસે કાંઇ નથી?

બાપ:—"હા, બેટા, કાંઇ નથી. કેવળ તું એકજ છું." એમ કહીને તેણે એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો. આ સઘળી વાત પાસેના ઘરમાં સુતેલા રાજાએ સાંભળી લીધી.

તે પછી બાળક કાંઈ ન બોલ્યો. જણાય છે કે તે પછી પોતાના બાપની છાતીએ વળગીને સુઈ ગયો.

દીવસ સારી રીતે ઉગવા પણ પામ્યો નથી. એટલામાં તો ગોવિન્દ માણિક્ય ઉઠીને બેઠા થયા. ઘરવાળાને પણ ખબર આપ્યા વગર તે ઘોડે સ્વાર થઇને રામૂ શહેરની તરફ ચાલી નીકળ્યા. તેમણે તે દિવસે કાંઇ ખાધું કે પીધું નહિ, તેમ કંઇ થાક પણ ન ખાધો. રસ્તામાં એક નાની નદી આવી તે નદીને પણ ઘોડા ઉપર બેસીનેજ ઓળંગી ગયા. બપોરે ખરા તાપ વખતે તે રામૂ શહેરમાં જઇ પહોંચ્યા. ત્યાં તે વધુવાર ન બેસતાં સાંજ થતા પહેલાંજ ત્યાંથી યાદવને ઘેર પાછા આવ્યા. યાદવને એકાન્તમાં બોલાવ્યો અને તેને પોતાની ઝોળીમાંથી એક લાલ શાલ કહાડીને આપી અને કહ્યું કે, “ આજ પૂજાના દિવસે આ શાલ તમે તમારા પુત્રને આપો.”

યાદવે રડતાં રડતાં તેમના પગે પડી કહ્યું, “ સ્વામીજી આપજ આપના હાથે તેને આપો.”

રાજા—નહીં, હું નહીં આપું. મારા આપવાથી કાંઇ લાભ નથી. તમે મારૂ નામ પણ તેને ન દેશો. હું કેવળ તમારા પુત્રના મુખ ઉપર આનંદનાં ચિન્હ જોઇ ચાલ્યો જઇશ.”

તે રોગી બાળકને અત્યંત ખિન્ન થયેલો અને મલિન મુખને વિકસિત થયેલું જોઇ રાજા ચાલ્યા ગયા. રાજા દુઃખી થઇને મનમાં ને મનમાં કહેવા લાગ્યા કે, “ હાય ! હું કાંઇ કામનો નથી. હું મેં ઘણા વર્ષ રાજ્ય કર્યું પણ કાંઇ શીખ્યો નહિ. શા ઉપાયથી આ નાના બાળકનો રોગ નિવૃત્ત થાય તે મેં જાણ્યું નહિ. હું માત્ર નિરૂપાય અકર્મણ્ય બનીને શોક કરવાનુંજ જાણું છું. જો આ વખતે બિલ્વન

ઠાકુર હોત તો આનો કોઈ ઉપાય જરૂર કરતજ. હે ઈશ્વર, હું પણ જો કદી બિલ્વન ઠાકુરના જેવો થયો હોત તો કેવું સારૂં!"

ગોવિંદ માણિક્યે નિશ્ચય કર્યો કે; "હવે હું આમ તેમ ભટકતો નહીં ફરૂં. જનસમાજમાં રહીનેજ કામ કરતાં શીખીશ."

રામૂ શહેરના દક્ષિણ તરફ રાજકુલના ગરીબ મગ લોકોનો જે કિલ્લો છે, તેમાં તે આરાકાનના રાજાની આજ્ઞા લઈને નિવાસ કરવા લાગ્યા.

ગામના જે લોકોને બાળકો હતાં, તે સર્વ આ કિલ્લાના અંદર ગોવિન્દ માણિક્યની પાસે આવ્યા. ગોવિન્દ માણિક્યે આ બાળકોને લઇને એક મોટી પાઠશાળા ઉઘાડી. તે તેમને ભણાવતા હતા અને ઘણી વખત તે તેમની સાથે રમતા પણ હતા. કદી કદી તે તેમની સાથે જઈને તેમના ઘેર પણ રહેતા હતા. જે બાળક માંદું થતું તેને જોવાને માટે તે જાતે તેની પાસે જતા હતા. બાળકો સર્વ કોઈ સ્વર્ગમાંથી આવ્યાં છે કે તે કાંઇ દેવ બાળકો છે એવું કાંઇ નહોતું. મનુષ્યો અને રાક્ષસોમાં શો ભેદ છે તે એટલું પણ સમજતાં નહોતાં. તે લોકોમાં સ્વાર્થપરતા, ક્રોધ, લોભ, દ્વેષ અને હિંસક બુદ્ધિ ઘણીજ પ્રબળ હતી. માબાપની પાસે ઘેર જઇને તેમને સારી શિક્ષા મળતી તેમ પણ નહોતું. જેથી આ બાળકોને સુશિક્ષિત બનાવવાનો ગોવિન્દ માણિક્યે નિશ્ચય કર્યો. કિલ્લો જે બિલકુલ ખાલી પડેલો હતો તે મગ જાતિના બાળકોથી ભરાઈ ગયો. જાણે કે કિલ્લાની અંદર ઓગણ-પચાસ જાતના વાયુ અને ચોસઠ તત્ત્વો મળીને એકી સાથે રહેવા લાગ્યાં ગોવિન્દ માણિક્ય આ સર્વ સામગ્રિઓને એકત્ર કરીને ઘણીજ ધીરતાથી તેમને મનુષ્ય બનાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. મનુષ્યનું જીવન કેવું ઉત્તમ છે, અને કેવી રીતે તેનું રક્ષણ કરવું

જોઇએ એ ગોવિન્દ માણિક્ય સારી રીતે જાણતા હતા. તે પોતાની ચારે તરફનાં મનુષ્યોને કર્તવ્યપરાયણ જોવા ઇચ્છતા હતા, કે અસંખ્ય ફળોથી ભરપુર મનુષ્ય જન્મ સાર્થક થાય. ગોવિન્દ માણિક્ય પોતાના વર્તનથી તેનું સાધન કરીને પોતાનું શેષ જીવન વિતાવવા ઇચ્છતા હતા. તેને માટે તે સર્વ કષ્ટ અને સર્વ વિઘ્નોને સહન કરી શકતા હતા. તેમને ઘણીવાર ખેદ એ થતો હતો કે તે પોતાનું કામ સારી રીતે પુરૂં કરી શક્યા નહોતા. તે વિચાર કરતા હતા કે બિલ્વન ઠાકુર સાથે હોત તો ઘણુંજ સારૂં થાત."

આ પ્રમાણે ગોવિન્દ માણિક્ય સેંકડો ધ્રુવને સાથે લઇને સમય વિતાવવા લાગ્યા.

## પ્રકરણ તેતાળીસમું.

### ઔરંગજેબના પુત્ર મહમદનું સુજાની પુત્રી સાથે લગ્ન–અને સુજાથી જુદા પડવું.

આ તરફ શાહ સુજા પોતાના ભાઈ ઔરંગજેબના લશ્કરથી હારી જઇને નાસવાનો પ્રયત્ન કરી રહ્યો છે. અલ્હાબાદની પાસેની રણભૂમિમાં તેની હાર થઈ. સુજા શત્રુથી હારીને આ વિપત્તિના વખતે પોતાના પક્ષના માણસોનો પણ વિશ્વાસ કરતો નથી. તે અપમાન પામવાથી વેશ બદલીને સાધારણ મનુષ્યની માફક એકલોજ નાશવા મંડયો. સુજા નાસે છે અને તેની પાછળ વિજયપતાકા લઇને શત્રુ સેના દોડે છે. જાણે કે તેની પાછળને પાછળ શત્રુના લશ્કરના ઘોડાઓની પડઘી વાગી રહી છે. આખરે જેમ તેમ કરીને તે પટના

પહોંચ્યો. ત્યાં જઇને તેણે ફરી નવાબનું રૂપ ધારણ કરીને પોતાને આવવાની ખબર જણાવી. તે પટનામાં હમણાંજ આવ્યો છે, એટલામાંજ ઔરંગજેબનો મોટો પુત્ર મુહમદ લશ્કરની સાથે પટનાની પાસે આવી પહોંચ્યો. સુજા તુરતજ પટના છોડીને માંગેર તરફ નાશી ગયો.

માંગીરમાં તેના નાશી ગયેલા કેટલાક સિપાઇઓ તેને મળ્યા. તેમજ ત્યાંથી બીજું કેટલુંક નવું લશ્કર ઉભું કર્યું. તેલીયા ગઢી અને સિકલી ગલીના કિલ્લાની મરામત કરીને અને નદીના કિનારે પહાડની ઉપર દીવાલો ચણીને તે એક પ્રકારે નિશ્ચિંત થઇને ત્યાં રહ્યો.

આજ અરસામાં ઔરંગજેબે પોતાના ચતુર સેનાપતિ મીરજુમલાને શાહજાદા મહમદને મદદ કરવા મોકલ્યો. મહમદ ઉઘાડે છોગે માંગીરના કિલ્લાની પાસે આવીને પોતાનો પડાવ નાંખ્યો. મીરજુમલા છુપાઇને બીજે રસ્તેથી માંગીરની તરફ રવાના થયો. જ્યારે સુજા મહમદની સાથે નાની મોટી લડાઈમાં મગ્ન હતો ત્યારે એકાએક તેને એવી ખબર મળી કે મીરજુમલા ઘણીજ મોટી સેનાને સાથે લઇને વસન્તપુરમાં આવી પહોંચ્યો છે. તેથી સુજા ગભરાઇને પોતાના લશ્કરને સાથે લઇને માંગીર છોડીને રાજમહેલ તરફ નાશી ગયો. તેનાં બાળબચ્ચાં સર્વ ત્યાં હતાં. બાદશાહની સેનાએ ત્યાં પણ તેનો પીછો પકડયો. સુજા ૭ દિવસ સુધી તો તે સેનાઓની સાથે ખૂબ લડયો. આખરે જ્યારે સુજાએ જોયું કે હવે બચવાનો કોઈ ઉપાય નથી ત્યારે તે એક દિવસે છાનોમાનો આ ભયંકર અંધારી રાતમાં પોતાનાં બાળબચ્ચાં અને થોડી ઘણી ધન સંપત્તિ લઇને નદી ઉતરી તોન્ડા તરફ નાસી ગયો અને ત્યાં જઈ ત્યાંના કિલ્લાની મરામત કરવા લાગ્યો.

વરસાદની મોસમ આવી પહોંચી છે. વરસાદના પાણીથી નદી નાળાં ભરાઈ ગયાં છે. જેથી બાદશાહની સેના આગળ જઈ શકી નહિ.

આ લડાઈની પહેલાંજ શાહજાદા મહમદની સાથે સુજાની પુત્રીના વિવાહની સર્વ વાતો નક્કી થઈ ગઈ હતી. પરંતુ લડાઈ થતાં આ વાત બંને પક્ષકારો ભૂલી ગયા હતા.

વરસાદને લીધે હાલમાં લડાઈ બંધ છે. મીરજુમલા રાજમહેલથી કાંઇક દૂર આગળ પોતાનો મુકામ લઈ ગયો છે. એ વખતે તોન્ડાની છાવણીમાંથી એક સ્વારે આવીને છાનેમાને મહમદના હાથમાં એક કાગળ મૂકી દીધો. શાહજાદાએ તેને ઉઘાડીને વાંચ્યો, સુજાની પુત્રીએ તે લખી મોકલ્યો હતો. તેમાં લખ્યું હતું કે, “શાહજાદા સાહેબ, મારા નશીબમાં શું આવુંજ લખ્યું હશે! હું જેને મારા હૃદયમાં સ્થાપીને મારૂં દીલ આપી ચુકી છું. જે હાથની વીંટી બદલીને મારી સાથે લગ્ન કરવાને કોલ કરી ચૂકયા છે, તે આજે હાથમાં ઉઘાડી તલવાર લઇને મારા બાપનું ગળું કાપવાને માટે આવ્યા છે. મારે શું એ જોવું હતું? શું મારા અને આપના લગ્નનો આવો ઉત્સવ માન્યો હતો? શું તેનેજ માટે આટલો બધો આડંબર? શું તેને માટેજ આજે અમારો રાજમહેલ લાલચોળ થઈ રહ્યો છે? શું તેનીજ ખુશાલીમાં શાહજાદા દિલ્લીથી લોઢાની બેડી હાથમાં લઇને અહીં આવ્યા છે? શું એજ મોહબ્બતની જંજીર છે?”

આ પત્ર વાંચતાંજ જાણે એકાએક સુજાના પગની નીચેથી જમીન ચાલી ગઈ. તેનું હૃદય ફાટી ગયું, તે કંપી ઉઠ્યો, અને બેચેન થઇ ગયો. તેણે તેજ ઘડીએ બાદશાહની આશા અને બાદશાહના અનુગ્રહને તિલાંજલી આપી દીધી. તેણે પોતાની નવી જુવાનીના ધકધકતા અગ્નિમાં પોતાની હાનિ કે લાભના વિચારોનો હોમ કરી દીધો. તેને પોતાના બાપનું સઘળું કામ અન્યાયપૂર્ણ અને કઠોર જણાવા લાગ્યું. પિતાની કપટભરી કઠોર અનીતિની વિરૂદ્ધ એ તેની

પહેલાં પણ પિતાની આગળ પોતાની હકીકત સ્પષ્ટ રીતે જણાવતો હતો, તેથીજ ઘણી વખતે બાદશાહ તેને માટે અસંતોષ જાહેર કરતો હતો. આજે તે પોતાના સેનાધ્યક્ષોમાંથી કેટલાક મુખ્ય મુખ્ય માણસોને બોલાવીને બાદશાહની નિર્દયતા, કુટિલતા અને અત્યાચાર ઉપર ખેદ જાહેર કરતો બોલ્યો, “ હું મારા કાકાને મળવા માટે તોંડા ગામે જઈશ. અને જો તમે સાચા દીલથી મારા ઉપર પ્રેમ રાખતા હો તો મારી સાથે ચાલો ” સેનાપતિઓએ લાંબી સલામ ભરીને જલ્દીથી કહ્યું, “ શાહજાદા સાહેબ જે ફરમાવે છે તે ઘણું ઠીક છે. કાલે લગભગ અર્ધી સેના તોંડાની છાવણીમાં શાહજાદાની સાથે આવશે. ’ મહમદ તેજ દિવસે નદી ઉતરીને સુજાના મુકામમાં પહોંચી ગયો.

તોંડામાં સર્વત્ર આનંદ છવાઇ રહ્યો. સર્વ લોક લડાઈ ટંટાની વાત એકદમ ભૂલી ગયા. આટલા દિવસ તો માત્ર પુરુષજ કામકાજમાં રાતદિવસ મચ્યા રહેતા હતા: પણ આ વખતે તો સુજાના ઘરમાં સ્ત્રીઓને એટલું બધું કામ હતું કે તેમને શ્વાસ લેવાની પણ ફુરસદ નહોતી. સુજાએ ઘણીજ મોહબત અને ખુશીની સાથે મહમદનું સ્વાગત કર્યું. અવિરત રક્તપાન થયા પછી એકાએક રક્ત પ્રવાહની ગતિ રોકાઇ જતાં બંનેના શરીરમાં જોર આવ્યું. ખુશખુશાલીની સાથે સુજાની દીકરીનું મહમદની સાથે લગ્ન થયું. લગ્ન પ્રસંગ વિતતાં ખબર મળી કે બાદશાહનું લશ્કર આવે છે.

મહમદ જેવો સુજાની પાસે ગયો કે તરતજ સેનાધ્યક્ષોએ મીરજુમલાની પાસે ખબર મોકલી. બાદશાહની એક પણ ફોજ મહમદની સાથે રહી નહિ. તે લોકો સમજી ગયા હતા કે મહમદ પોતાની ઈચ્છાથીજ વિપત્તિના સમુદ્રમાં કુદી પડયો છે. જેથી તેમના ભેગા જઇને મળવું એ ગાંડપણની નિશાની છે.

સુજા અને મહમદને વિશ્વાસ હતો કે બાદશાહની ઘણી સેના રણભૂમિમાં તેમની સાથે આવીને મળી જશે તે આશાથી મહમદ પોતાનો ઝંડો ફરકાવતો રણભૂમિમાં આવી પહોંચ્યો. બાદશાહના લશ્કરની એક મોટી ટુકડી તેની સામે આવી. મહમદ તેથી ઘણોજ ફુલાઇ ગયો. પણ જ્યારે નજીક આવીને તે લોકોએ મહમદના લશ્કર ઉપર ગોળા છોડવા માંડયા ત્યારેજ મહમદની આંખો ઉઘડી ગઇ. પરંતુ પછીથી આંખ ઉઘડતાં શું વળે! સમય રહ્યો નથી. જેથી સુજાની સેના નાશવા માંડી અને સુજાનો મોટો પુત્ર રણભૂમિમાં પડયો.

બદનશીબ સુજા તેજ રાતે પોતાના જમાલ અને બાળબચ્ચાંને સાથે લઇને નાવમાં બેશી ઢાકા તરફ રવાના થયો. મીરજુમલાને ઢાકા સુધી સુજાનો પીછો પકડવો ઠીક ન લાગ્યો. જેથી તે પોતાના બીજા દેશોમાં શાંતિ સ્થાપન કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

સુજાના દુઃખના દિવસોમાં અને વિપત્તિના વખતે જ્યારે મિત્ર વર્ગ એકએક સર્વ વિમુખ થઈ જતા હતા, ત્યારે મહમદે પોતાનાં ધન, પ્રાણ, સમ્માન વિગેરેની કાંઈ પરવા ન કરતાં સુજાનો પક્ષ પકડ્યો. તેથી સુજાનું હૃદય મીણની માફક પીગળી ગયું. તે દિલોજાનથી મહમદની સાથે સ્નેહ રાખવા લાગ્યો. એવા વખતે ઔરંગજેબનો એક જાસૂસ ચિઠ્ઠીની સાથે ઢાકા શહેરમાં પકડાઇ ગયો. તેની ચિઠ્ઠી સુજાના હાથમાં આવી. ઔરંગજેબ મહમદને લખે છે કે; “ મારી આંખોની કીકી, પ્યારા મહમદ, મેં તને જે કામને માટે મોકલ્યો હતો, તેને તું હજુ સુધી પુરૂં કરી શકયો નથી. તેં તારા કર્તવ્યનું પાલન ન કરીને તારા સ્વચ્છ યશમાં ખામી આણી છે. લલનાના કપટ પૂર્ણ હાસ્યમાં મુગ્ધ થઇને તમે તમારા કર્તવ્યને ભૂલી ગયા છો. ઘણીજ

દીલગીરીની વાત એ છે કે જેના હાથમાં એક વખતે આખા મુગલ સામ્રાજ્યનો રાજકારભાર આવી પડવાનો છે. તે આજે એક નાજનીના નયન–તીરના નિશાનરૂપ થઇ રહ્યો છે. જેમ બન્યું તે ખરૂં, જ્યારે તેં ઇશ્વરના સોગન ખાઇને ખેદ જાહેર કર્યો છે, ત્યારે હું તને ક્ષમા આપું છું. પરંતુ જે કામને માટે તું ત્યાં રહ્યો છો, તેને પુરૂં કરીને જ્યારે આવશે ત્યારે તું મારા પૂર્ણ અનુગ્રહના પાત્રરૂપ બનીશ."

પત્ર વાંચી સુજાનું હૃદય કંપી ઉઠયું. જાણે કે એકાએક વજ્રપાત થયો. મહમદે વારંવાર કહ્યું કે;–" તેણે પિતાની આગળ કદી પણ ખેદ જાહેર કર્યો નથી. પણ આ સર્વ તેના પિતાનું કપટ કૌશલ્ય છે." પરંતુ સુજાનો સંદેહ દૂર ન થયો. સુજા ત્રણ દિવસ સુધી તો બરોબર વિચારજ કરતો રહ્યો. આખરે ચોથે દિવસે તેણે કહ્યું;–" સાંભળો, પ્યારા મહમદ, અમારા વિશ્વાસનું બંધન ઢીલું પડી ગયું. જેથી હું તમને જણાવું છું કે, તમે તમારી સ્ત્રીને લઇને અહીંથી જ્યાં ફાવે ત્યાં ચાલ્યા જાવ. તમારી સાથે રહેવાથી આપણા મનમાં રાતદિવસ અશાંતિ વધતી જવાની. હું મારા ખજાનાનું બારણું ઉઘાડું છું. તેમાંથી જેટલું ફાવે તેટલું ધન સાથે લઇ જાવ." એ પછી મહમદ કેટલુંક ધન લઇ દિલગીરી સાથે પોતાની સ્ત્રીને લઈ વિદાય થયો.

સુજાએ મનમાં ને મનમાં કહ્યું;—" હવે યુદ્ધ નહીં કરૂં. ચટગામના બંદરમાંથી એક વહાણ લઈને મક્કા ચાલ્યો જઈશ."

સુજા વેશ બદલીને એ પ્રમાણે ઢાકામાંથી રવાના થઈ ગયો.

## પ્રકરણ ચુંવાળીસમું.

### ગોવિંદ માણિક્ય, સુજા, રઘુપતિ, બિલ્વન અને ધ્રુવનું ભેગા થવું—સુજા અને રઘુપતિને માફી આપવી.

ગોવિન્દ માણિક્ય જે કિલ્લામાં રહેતા હતા, તે કિલ્લાની તરફ એક દિવસે વરસતા વરસાદમાં ત્રીજા પહોરે, એક ફકીર સાથે ત્રણ બાળકો અને એક યુવાન નોકરને લઈને આવતા હતા. બાળકો ઘણાજ થાકેલા જણાતા હતા. પવન જોરથી ફુંકાતો હતો અને વરસાદ પણ જોરથી વરસી રહ્યો છે. તે ફકીરની સાથે જે નાનો બાળક છે તેની ઉમર ચૌદ વર્ષથી વધુ નથી. તે ટાઢથી થથરતો થથરતો બોલ્યો; "બાવાજી, મારાથી તો હવે આગળ ચલાશે નહિ." એમ કહીને તે અશક્તની માફક રડવા લાગ્યો. ફકીરે તેનો કાંઈ ઉત્તર ન આપતાં તેને પોતાની પાસે ખેંચી લીધો. મોટા છોકરાએ નાના છોકરાને દબાવીને કહ્યું;—"રસ્તામાં આ પ્રકારે રડવાથી શું ફળ. ચુપ રહે. નકામો પિતાજીને ગભરાવ નહિ." ત્યારે નાનો છોકરો રડતો છાનો રહ્યો. વચલે છોકરે ફકીરને પૂછ્યું કે;—"આપણે ક્યાં જઈએ છીએ ?"

ફકીર—"સામે જે કિલ્લો જણાય છે ત્યાં જઈએ છીએ."

"ત્યાં કોણ છે ?"

"સાંભળ્યું છે કે, કંઇકનો એક રાજા સંન્યાસી થઈને તે કિલ્લામાં રહે છે."

"બાબુજી, રાજા સંન્યાસી કેમ થઇ ગયો ?"

ફકીર—"એ તો હું જાણુતો નથી. પણ સાંભળ્યું છે કે તેના ભાઇએ તેને કુતરાની માફક દેશમાંથી બહાર કહાડી મુકયો છે. તેણે તેનાં રાજ્ય, સુખ, ધન, સમ્પત્તિ સર્વ ખુંચી લીધાં છે. તે બિચારો માર્યો માર્યો ફરે છે. તેની પાસે હવે ભગવાં વસ્ત્ર સિવાય બીજું કાંઇ નથી. રહેવાને માટે એક નાની સરખી અંધારી ગુફા છે. પોતાના ભાઇના વિદ્વેષમય ઝેરીલા દાંતોથી એ બિચારાની પાસે હવે કાંઈ રહ્યું નથી." એમ કહીને ફકીરે જોરથી હોઠને દબાવીને હૃદયના આવેગને રોકયો. મોટા પુત્રે પૂછયું;—"એ સંન્યાસી ક્યા દેશનો રાજા હતો?"

ફકીર—"ખબર નથી."

મોટો છોકરો:—"તે જો આપણને જગ્યા નહિ આપે તો ?"

ફકીર—"તો આપણે ઝાડ નીચેજ પડી રહીશું. આપણે માટે હવે બીજી જગ્યા કયાં ?"

સૂર્યાસ્ત થતા પહેલાં કિલ્લાની અંદર સંન્યાસી અને ફકીર પરસ્પર મળ્યા. તે એક બીજાને જોઈને ચકિત થઈ ગયા. ગોવિંદ માણિક્યે ધ્યાન દઈ તેના તરફ જોયું તો ફકીર ખરો ફકીર જણાતો નહોતો. સ્વાર્થથી ભરેલી નાની નાની વાસનાઓને હૃદયમાંથી દૂર કરીને, શુદ્ધ મનથી ઇશ્વરનું ભજન કરવાથી જે એક પ્રકારનું તેજ મુખ મંડળ ઉપર પ્રકાશમાન થયેલું હોય છે, તેવું તેજ ફકીરના મોં ઉપર તેમને જણાયું નહિ. ફકીર ચકિત થઈ ગયો. તેના હૃદયની તૃષિત વાસના જાણે કે તેની પ્રજ્વલિત આંખોમાંથી અગ્નિ પાન કરી રહી છે. તેના મનની અંદર રોકાયલી હિંસા જાણે કે તેને પોતાને જ ખાવા લાગી છે. સાથે જે ત્રણ બાળકો છે, તેમનાં થાકેલાં, માંદાં, સુંદર, સુકુમાર શરીર અને એક પ્રકારનો ગૌરવાન્વિત સંકોચ જોઇને જણાતું હતું કે જન્મથી જ તે ઘણી જ આબરૂનું રક્ષણ કરીને નીચે જમીન

ઉપર પગ પણ મુકતાં નહિ હશે. તેમણે જાણે હમણાં પહેલવહેલાજ જમીન ઉપર પગ મૂક્યો છે. પગે ચાલવાથી પગની આંગળીએ ધુળ વળગી છે. તે પહેલાં તેમને તેનો અનુભવ થયો નહિ હોય. ધૂળથી ભરેલી જમીનની આ દરિદ્રાવસ્થા ઉપર જાણે કે તેમન પગલે પગલે ઘૃણા ઉત્પન્ન થઇ રહી છે. તે લોકો જમીનને ધિક્કારતા હોય તેમ જણાય છે જેથી તેમને અડચણ પડે છે, તે સર્વ જાણે તેમની સાથે શત્રુતા કરી રહી છે. દરિદ્ર લોકો ભીખ માગવાને માટે મેલાં કપડાં પહેરીને જેમ તેમની પાસે ધુસી આવવાનું સાહસ કરે છે તેવીજ તેમની વ્હેલે છે. જેમ કુતરાંને પાછળ આવતાં જોઇ ખાવાની થોડીઘણી ચીજ દૂરથી લોકો તેમના તરફ ફેંકી દે છે, તેવીજ રીતે ભૂખ્યાં અને મેલાં ઘેલાં ભીખ માંગનારને દૂરથી જોઈ નાક સંકોચતાં થોડા ઘણા પૈસા દૂરથી લોકો તેમના તરફ નાંખે છે, તેમ તે લોકોની આગળ આવા લોકોની સાધારણ અવસ્થા, ફાટેલાં અને મેલાં કપડાં અને ગરીબાઈ જાણે એક ભારે બેઅદબી સમજવામાં આવે છે. તેવા લોકો આવા વખતે આ સંસારમાં સુખી અને સમ્માનિત નથી થઈ શકતા એ કેવળ આ સંસારનોજ દોષ છે. ગોવિન્દ માણિક્યે આવી વાતોનો તો ભાગ્યેજ વિચાર કર્યો હશે. તે તેનાં લક્ષણ જોઇને સમજી ગયા કે આ લોકો પોતાની સંપૂર્ણ વાસનાઓનો ત્યાગ કરીને સ્વતંત્રતાપૂર્વક સંસારનાં ઉપર ઉપકાર કરવાને માટે બહાર પડયા નથી. પરંતુ તે લોકોએ પોતાની આશા પુરી ન થવાથી ગુસ્સે થઇને ઘર બાર તજી દીધાં છે. તેમને જે જોઇએ છીએ, તેમને તે આ જગતમાં કેમ મળતું નથી. ફકીરના મનમાં તેની ચિંતા થયાં કરે છે. પરંતુ સંસારમાં તેના ભાગ્યથી જે કાંઈ મળી ગયું છે તેને માટે સંતોષ માનીને રહેવું જોઈએ. જગત્ તેને મનમાન્યું સુખ આપતું નથી. એથી સંસારનો ત્યાગ

કરીને અને અગ્રાહ્યની માફક પરિત્યાગ કરીને આ ફકીર સંસારમાંથી અલગ થઇ ગયેલો લાગે છે.

ફકીરે જ્યારે ગોવિન્દ માણિક્યને જોયા ત્યારે તેમનો પ્રથમનો બધો વિચાર બદલાઇ ગયો. તેમને તો રાજા કહીને બોલાવવા કે સંન્યાસી કહીને બોલાવવા તેનો કાંઈ નિશ્ચય કરી શક્યો નહિ. તેમણે તો મનમાં ધાર્યું હતું કે એક મોટી પાઘડી પહેરેલા કોઈ મોટા માણસને જોઈશું, અથવા એક મલિન સંન્યાસીને આખા શરીરે ભષ્મ લગાવીને ધરતી ઉપર સુતેલો અને પોતાની સાધુતા ઉપર ગર્વ કરતો દરિદ્ર વેષધારી જોઈશું પણ તે બંનેમાંનો એક પણ વેષ ત્યાં ન જણાયો. ગોવિંદ માણિક્યને જોઇને તેને જણાયું કે તેમણે તો પોતાની ઈચ્છાથીજ સર્વનો ત્યાગ કર્યો હશે. તેમને કાંઇ મેળવવાની ઇચ્છા રહેલી જણાતી નથી. તેમણે જે પ્રકારે આત્મસમર્પણ કર્યું છે તેજ પ્રકારે આખા જગતે તેમની સેવાને માટે પોતાને સમર્પિત કરી દીધું છે. કોઇ પણ પ્રકારનો રાજસી ઠાઠ નથી તો પણ તે રાજા કહેવાને યોગ્ય છે. તેજ પ્રકારે સંસારનાં સર્વ કામોને કરતા છતાં પણ તે સંન્યાસી બનીને રહેલા છે. તે કારણથી ફકીરને તેમને રાજા કહેવા કે સંન્યાસી કહેવા તેની ગુંચવણ થવા લાગી.

રાજાએ તે અતિથિયોને ઘણાજ આદરથી બોલાવ્યા અને વિધિવત તેમની સેવા કરી પરંતુ તે લોકોએ રાજાના આતિથ્યને ઘણાજ અનાદાર સાથે સ્વિકાર કર્યો. તે અતિથિયોને આરામ આપવાને માટે કંઇ ચીજોની જરૂર છે, તે પણ તેમણે રાજાને મોંઢે જાહેર કર્યું. રાજાએ મોટા છોકરાને સ્નેહપૂર્વક પૃચ્છયું, " રસ્તામાં ચાલવાથી તમને શું બહુ થાક લાગ્યો છે ? "

બાળક તેનો યોગ્ય ઉત્તર ન આપતાં ફકીરની પાસે જઇને બેઠો. રાજાએ તેમની સામે સ્નેહ નજરથી જોઈ ફરી કહ્યું;—"તમારાં આ સુકુમાર શરીર તો રસ્તામાં ચાલવાને યોગ્ય નથી. તમે થોડા દિવસ આ કિલ્લામાં રહો. હું તમારી સારી રીતે ચાકરી કરીશ. કોઇ રીતનું તમને અહીં દુઃખ નહિ પડે." રાજાની આ વાતનો કાંઇ જવાબ આપવો કે ન આપવો તેની બાળકોને શું ખબર? બીજાની સાથે કેવી રીતે વર્તવું તે લોકો સમજતાજ નહોતા. તેઓ ફકીરના મોંની તરફ જોવા લાગ્યા અને તેમની પાસે બેઠા. તે છોકરાં સમજ્યાં કે આ માણસ પોતાના મેલા હાથને લાંબા કરીને તેમને પોતાની તરફ ખેંચવા માગે છે.

ફકીરે ગંભીર સ્વરે કહ્યું;—"ઠીક, અમે થોડા દિવસ તમારા આ કિલ્લામાં રહીશું." જાણે કે તેમણે રાજાના ઉપર મહદ્ ઉપકાર કર્યો. ફકીરે મનમાં ને મનમાં કહ્યું, "જો તમે મને તે (સુજા) તરીકે ઓળખતા હોત તો મારા આ અનુગ્રહથી તમને ઘણીજ ખુશી થાત."

તે ત્રણે બાળકો, રાજાની સાથે બિલકુલ હળી મળી શક્યાં નહિ, અને ફકીર તો જુદોજ પડવા લાગ્યો.

ફકીરે ગોવિંદ માણિક્યને પૂછ્યું;—"સાંભળ્યું છે કે, તમે એક વખત રાજા હતા. ક્યાંના રાજા હતા?"

ગોવિંદ માણિક્ય—"ત્રિપુરાનો."

બાળકોએ આ સાંભળીને જોકે ત્રિપુરાના નામની પણ તેમને ખબર નહોતી, તોપણ તેમને ઘણાજ હલકા માન્યા.

ફકીરે કાંઇક આશ્ચર્ય પામી કહ્યું;—"તમે રાજભ્રષ્ટ કેમ થયા?" ગોવિંદ માણિક્ય કાંઇક ચૂપ થઈ ગયા. આખરે તેમણે કહ્યું:—"બંગાળાના નવાબ શાહસુજાએ મને રાજ્યમાંથી ભ્રષ્ટ કર્યો છે." તેમણે નક્ષત્રરાયનું નામ ન કહ્યું.

આ સાંભળી સર્વ બાળકો ચમકી ઉઠ્યાં, અને ફકીરના મોં સામું જોવા લાગ્યાં. ફકીરનું મોં મલિન થઈ ગયું. જાણે કે તેને કોઈ જુની વાત યાદ આવી ગઈ. આખરે તે સાહસ કરી બોલ્યો;—"સાંભળવામાં આવ્યું છે કે તમારો ભાઇજ તમને રાજભ્રષ્ટ કરવામાં કારણભૂત છે. તેણેજ તમારૂં રાજ્ય ખુંચાવી લઇને તમને સંન્યાસી બનાવી દીધા છે."

રાજાએ આશ્ચર્ય પામી કહ્યું;—"સાહેબ, આપે આ વાત શી રીતે જાણી?" ફરી તેમણે વિચાર કર્યો કે "એમાં આશ્ચર્યની વાત નથી, કોઇને મોંઢે તેણે એ વાત સાંભળી હશે."

ફકીરે તુરતજ કહ્યું;—"મને કાંઇ ખબર નથી. મેં તો માત્ર અનુમાનથીજ કહ્યું છે." જ્યારે રાત પડી ત્યારે ફકીર છોકરાંને લઇને સુવા ગયો. ફકીરને આખી રાત ઉંઘ ન આવી, પણ તે જાગતાં જાગતાં ખરાબ સ્વપ્નાં જોવા લાગ્યો, અને વારંવાર ચોંકવા લાગ્યો.

બીજે દિવસે સવારે ફકીરે કહ્યું; "એક ઘણુંજ જરૂરી કામ આવી પડ્યું છે. જેથી અમે અહીં વધુ દીવસ રહી શકીશું નહિ. આજે અમે અહીંથી વિદાય થઇએ છીએ."

ગોવિન્દ માણિક્ય—"બાળકો બહુજ થાક્યાં છે, તેમને થોડા દિવસ થાક ખાવા દો. પછી જ્યારે મરજી પડે ત્યારે જજો."

એ સાંભળીને બાળકોને કાંઈ ક્રોધ ચઢ્યો. તેમાં જે સર્વથી મોટો હતો તેણે ફકીરની તરફ જોઇને કહ્યું;—"અમે કાંઇ નાનાં છોકરાં નથી, જરૂર વખતે અમે ખુશીથી દુઃખને પણ વેઠીએ છીએ."

ગોવિન્દ માણિક્યની સ્નેહભરી વાતો તે છોકરાંને સારી લાગતી હોતી. તેઓ ગોવિન્દ માણિક્યની પાસે સુખથી રહેવાનું પસંદ કર્યું

નહિ. ગોવિંદ માણિકયે ફકીરને રહેવાનો વધુ આગ્રહ કરવો યોગ્ય ન ગણ્યો. જેથી તે ચુપ રહ્યા.

ફકીર જે વખતે જવાની તૈયારી કરી રહ્યા હતા તેજ વખતે કિલ્લાની અંદર એક બીજો અતિથિ આવ્યો. તેને જોઇને રાજા અને ફકીર બંને આશ્ચર્ય પામ્યા. ફકીરનું મોં સુકાઇ ગયું. હવે શું કરવું તેની તેને સુજ ન પડી. તે ચકિત થઇને આમ તેમ જોવા લાગ્યો. રાજાએ પોતાના અતિથિને પ્રણામ કર્યાં. અતિથિ બીજો કોઇ નહિ પણ રઘુપતિ હતો. રઘુપતિએ રાજાને આશીર્વાદ આપ્યો. "જય થાવ."

રાજાએ ઘણાજ વ્યગ્રતાથી પૂછ્યું;—" આપ નક્ષત્રની પાસેથી આવો છો ? શું કંઇ નવા જુની ?"

રઘુપતિએ કહ્યું;—" નક્ષત્રરાય કુશળપૂર્વક છે. તેને માટે તમારે કાંઇ ચિંતા કરવી નહિ. ( આકાશની તરફ હાથ કરીને ) જયસિંહે મને આપની પાસે મોકલ્યો છે. તે હવે આ સંસારમાં નથી. જ્યાં સુધી હું હવે તેના મનની ઇચ્છા પુરી નહિ કરૂં ત્યાં સુધી મને કાંઇ ચેન નહિ પડે. હું હવે તમારી સાથે રહીશ અને તમારા દરેક કામમાં મદદ કરીશ. "

રાજાને થોડીવાર સુધી તો રઘુપતિનો આશય સમજવામાં ન આવ્યો. તેમણે એકવાર મનમાં વિચાર કર્યો કે;—" રઘુપતિ ગાંડો તો નહિ થઇ ગયો હોય ?"

રાજાએ તેની વાતનો જવાબ ન આપ્યો.

રઘુપતિ—મેં સુર્વ જોયું, સુખ કશામાં નથી. હિંસામાં સુખ નથી, રાગદ્વેષમાં સુખ નથી અને પ્રભૂતા મેળવવામાં પણ સુખ નથી. આપે જે માર્ગનું અવલંબન કર્યું છે તેમાંજ સુખ છે. મેં આપની સાથે ઘણીજ શત્રુતા વાપરી છે, અને આપનો જીવ દુખવ્યો છે.

હાય ! હું મારૂં પોતાનું બલિદાન આપની પાસે આપવાને ઇચ્છું છું. આજે હું આપની પાસે મને પોતાને સંપૂર્ણ રૂપે સમર્પણ કરવાને માટે આવ્યો છું.

ગોવિંદ માણિક્ય—" આપે મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે. મારો શત્રુ મારી પાછળ છાયાની માફક ફરતો હતો. આપે મને તેના પંઝામાંથી બચાવ્યો છે. "

રઘુપતિએ તે વાત ઉપર વિશેષ ધ્યાન ન આપીને કહ્યું;—" મહારાજ, હું આટલા દિવસથી પ્રાણિયોનો રક્તપાન કરીને જે પિશાચિની (હિંસા)ની સેવા કરતો આવ્યો છું તે હવે મારાજ હૃદયનું લોહી ચૂસવા લાગી છે. લોહીની તરસીને જડતા—મૂર્ખતાનો ત્યાગ કરીને હું હવે આપની પાસે આવ્યો છું. તે હવે મહારાજના રાજ્યમાં દેવમંદિરોમાં નથી. હવે તે રાજદરબારમાં પ્રવેશ કરીને સિંહાસન ઉપર ચઢી બેઠી છે. "

રાજા—" દેવમંદિરોમાંથી જ્યારે તે દૂર ગઇ ત્યારે પછી મનુષ્યોના હૃદયમાંથી પણ તે દૂર થઇજ જશે. "

પાછળથી એક પરિચિત શબ્દ સંભળાયો કે;—" નહીં મહારાજ, મનુષ્યોનુંજ હૃદય એ યથાર્થ મંદિર છે. તે જગ્યાએ તલવાર ઉપર ધાર ચઢાવામાં આવે છે અને તેજ જગ્યાએ હજારો મનુષ્યોની હિંસા થાય છે. દેવમંદિરમાં તો તેનો એક સાધારણ અભિનયજ માત્ર થાય છે. "

રાજાએ આશ્ચર્ય પામી પાછળની તરફ જોયું તો મંદમંદ હસતા પ્રસન્ન મૂર્તિ બિલ્વન ઉભા છે. રાજાએ તેમને પ્રણામ કરીને રૂદ્ધ સ્વરે કહ્યું;—" આજે મારા આનંદની સીમા રહી નથી. "

બિલ્વને કહ્યું:—"મહારાજાએ મારા અંતઃકરણને જીતીને આખા સંસારને જીતી લીધો છે. એથીજ આજે આપના દ્વાર ઉપર શત્રુ મિત્ર સર્વે આવીને સમાન ભાવથી એકઠા થયા છે."

ફકીર કાંઇક આગળ આવીને બોલ્યો;—"મહારાજ, હું પણ તમારો એક મોટો દુશ્મન છું. હું પણ આજે મને પોતાને તમારા હાથમાં અર્પું છું." તેણે રઘુપતિના સામે આંગળી ધરીને કહ્યું;—"આ બ્રાહ્મણ મને ઓળખે છે. હુંજ સુજા છું. બંગાળાનો નવાબ પણ હુંજ છું." મેંજ તમને નિરપરાધપણે દેશનિકાલ કર્યા છે. અને તે પાપનો દંડ પણ હું ભોગવુંજ છું. મારા ભાઇની હિંસા પિશાચિની મારા લોહીની તરસી બનીને આજે ગલીએ ગલી મારી પાછળ ફર્યા કરે છે. મારા રાજ્યમાં પણ મને પગ મૂકવાની કંઇ જગ્યો મળતી નથી. હું હવે વેશ બદલીને રહી શકતો નથી. હું તમારી પાસે મારૂં શરીર અર્પિને હું તમારો આશ્રય માગું છું."

રાજાએ નવાબને પોતાને ગળે લગાવ્યો અને કહ્યું, "આજ મારા સૌભાગ્યનો પાર રહ્યો નથી."

રઘુપતિ—"મહારાજ, આપની સાથે શત્રુતા કરવામાં પણ લાભજ છે. હું આપની સાથે શત્રુતા કરવાને લીધેજ આજે આપની પાસે પગે પડું છું. નહીં તો આપને શી રીતે મેળવી શકત."

બિલ્વને હસીને કહ્યું, "ઠીક છે, ફાંસામાં ફસીને જો કોઇ ફંદામાંથી નીકળવાનો યત્ન કરે છે તો તેનુંજ ગળું વધારે પકડાય છે."

રઘુપતિ—હું હવે નિર્દ્વન્દ થઇ ગયો છું. મને હવે કાંઇ દુઃખ રહ્યું નથી. મને હવે ખરી શાંતિ મળી ગઈ છે.

બિલ્વન—શાંતિ સુખ તો આપણા હૃદયની અંદરજ છે. પણ લોક તેને ખોળવા પ્રયત્ન કરતા નથી. ભગવાને તો જાણે માટીના

વાસણમાંજ જાણે એ અમૃત ભરેલું છે; પરંતુ એ અમૃત છે તેનો કોઇને વિશ્વાસ નથી. પણ જ્યારે પગની લાત વાગતાં ઘડો ફુટી જાય છે, ત્યારે ઘણા દિવસે તે અમૃતનો સ્વાદ મળે છે. હા, કેવી અમૂલ્ય ચીજ એવા પાત્રમાં ભરી રાખી છે."

આ વખતે કુદતાં કુદતાં કેટલાંય નાનાં બાળકો તે કિલ્લાની અંદર આવી પહોંચ્યાં. રાજાએ બિલ્વન ઠાકુરને કહ્યું;—"સ્વામીજી, જુવો આ સર્વ મારા ધ્રુવ છે." તેમણે બાળકોના સામે આંગળી ધરી.

બિલ્વને કહ્યું;—"જે એક ધ્રુવને બદલે તમને આટલા બધા ધ્રુવ મળ્યા છે તે ધ્રુવ તમને ભૂલ્યો નથી. હું હમણાંજ તેને અહીં લાવું છું." એમ કહીને તે બહાર ગયા અને થોડીવારે ધ્રુવને લઇને અંદર આવ્યા. તેમણે રાજ્યના ખોળામાં ધ્રુવને મુકી દીધો. રાજાએ ધ્રુવને છાતી સરસો ચાંપીને કહ્યું:—"ધ્રુવ !" ધ્રુવ કાંઇ ન બોલ્યો. તે છાનોમાનો ખભા ઉપર માથુ મુકીને પડી રહ્યો. ઘણા દિવસે મળવાથી બાળકના નાના હૃદયમાં ગ્લાનિ અને સંકોચ થયો. તેણે રાજાના ગળે વળગી પડી પોતાનું મોં ઢાંકી લીધું.

રાજાએ કહ્યું;—"બીજું તો સર્વ થયું, પણ નક્ષત્રે મને એકવાર ભાઇ કહીને પણ બોલાવ્યો નહિ."

સુજાએ કહ્યું;—"મહારાજ, બીજા લોક સર્વ ભાઇની માફક વર્ત્તે પણ પોતાનો ભાઇ, ભાઇની સાથે તેવું વર્તતો નથી."

સુજાના હૃદયમાં હજુ પણ પોતાના ભાઇની વર્તણુંક બરછીની માફક સાલી રહી છે.



# ઉપસંહાર.

## નક્ષત્રરાયનું મૃત્યુ અને ગોવિંદ માણિક્યનો ફરીથી રાજ્યાભિષેક.

આ સ્થળે એટલું તો જાણવું જરૂરનું છે કે જે સુજાની સાથે ત્રણ બાળકો હતાં તે તેની પુત્રીઓ પુરૂષના વેશમાં હતી. સુજા મક્કા જવાને માટે ચટગાંવના બંદરે ગયો હતો, પરંતુ તેના દુર્ભાગે અધિક વરસાદ વરસવાથી એક પણ વહાણુ મળ્યું નહીં. આખરે હતાશ થઇને ત્યાંથી પાછા ફરતાં તેને રસ્તામાં ગોવિન્દ માણિક્યની સાથે કિલ્લાની અંદર મુલાકાત થઇ. સુજા થોડા દિવસ તે કિલ્લામાં રહ્યો. આખરે ફરી તેને ખબર મળી કે બાદશાહની સેના તેની તપાસમાં ફરે છે. જેથી ગોવિન્દ માણિક્યે નોકર વિગેરેનો બંદોબસ્ત કરીને તેને યોગ્ય માન સાથે પોતાના મિત્ર આરાકાનના રાજાની પાસે મોકલી દીધો. સુજાએ જતી વખતે ગોવિન્દ માણિક્યને પોતાની એક કિંમતી તલવાર ભેટ આપી.

તે પછી રાજા, રઘુપતિ અને બિલ્વન ત્રણે મળીને આખા ગામના લોકોને સારે માર્ગે ચઢાવ્યા. રાજાનો તે કિલ્લો જાણે આખી વસ્તીના પ્રાણ તુલ્ય થઇ રહ્યો. આ પછી છ વર્ષ જતાં છત્ર માણિક્યનું મૃત્યુ થયું, જેથી ગોવિન્દ માણિક્યને ફરી સિંહાસન ઉપર બેસાડવાને માટે ત્રિપુરાથી દૂત આવ્યો. પ્રથમ તો ગોવિંદ માણિક્યે કહ્યું કે;—" હું હવે મારા દેશમાં ફરી પાછો જઈશ નહિ. "

બિલ્વને સમજાવીને કહ્યું;—" મહારાજ, એવું ન કરો. જ્યારે ધર્મ જાતે દરવાજા ઉપર આવીને બોલાવે છે ત્યારે તેનો અનાદર કરવો યોગ્ય નથી. "

રાજાએ પોતાના વિદ્યાર્થિઓને જોઇને કહ્યું;—"મારા આટલા બધા દિવસોની આશા અને આટલા બધા દિવસોનું કામ અધૂરૂં રહેશે."

બિલ્વન—"હવે આપને મારી જરૂર નથી. હવે આપના કામને આપ સંભાળી શકો તેમ છો. હું કોઇ કોઈ વખતે આપને મળી જઇશ."

રાજા ધ્રુવને લઇને પોતાના રાજ્યમાં ગયા. ધ્રુવ હવે નાનો બાળક નથી. તે બિલ્વનની પાસે સંસ્કૃત શીખીને શાસ્ત્ર જાણતો હતો. રઘુપતિએ પોતાનું પુરોહિતપણું લીધું. આ વખતે મંદિરમાં આવીને તેણે પોતાના મૃત જયસિંહને જીવતો જોયો હોય તેવો તેને આનંદ થયો.

તે પછી રાજા ગોવિન્દ માણિક્યે સારી રીતે રાજ ચલાવી ફરી દેશને આબાદ કરી રૈયતને સુખી કરી અને ઘણા વર્ષ રાજ્ય કરી ઇસ્વીસન ૧૬૬૯ માં તેમણે આ સંસારનો ત્યાગ કર્યો.

સમાપ્ત.

અત્યાર સુધીમાં નહિ બહાર પડેલો આયુર્વેદનો અતિ ઉત્તમ અને પ્રાચીન ગ્રંથ.

# શ્રી ચરક સંહિતા.

મૂળસહિત ગુજરાતી ભાષાંતર પ્રથમ ભાગ બહાર પડયો છે. તેમાં એવી એવી જુની શોધો અને દવાઓ છે કે જે આપણા જાણવામાં ન હોવાથી, ઘણા પાશ્ચમાત્ય શોધોથી અંજાઇએ છીએ. પરંતુ હાલની તેવી ઘણી શોધોનો આ પુસ્તકમાં સમાવેશ થઈ જાય છે. દરેક ડૉ-કટર, હકીમ અને વૈદ્યને આ પુસ્તક પાસે રાખી દવાઓ કરવાથી યશ મળે છે. તેમજ આરોગ્ય સાચવી શરીરને તંદુરસ્ત અને દીર્ઘા-યુષી બનાવવાની ઇચ્છા રાખનાર દરેકે તેને હંમેશાં પાસે રાખવું જ જોઇએ. આપણા આયુર્વેદમાં—દવાઓને માટે સર્વથી સર્વોત્તમ ગ્રંથ **ચરકને** ગણેલો છે. એજ તેની ઉપયોગીતા છે. કીંમત રૂ. ૫—૦—૦ પૃષ્ઠ સાતસો, જાડા ગ્લેઝ કાગળ પાકું પુંઠું.

માત્ર જુજ અભિપ્રાય બસ થશે. મુંબાઇ પ્રભુરામ આયુર્વેદ કૉલેજના **પ્રીન્સીપાલ** સાહેબ ડૉ. પોપટભાઇ પ્રભુરામભાઇ વૈદ્ય જે. પી. એલ. એમ. એન્ડ એસ. લખે છે કે ચરક સહિંતાનું ગુજરાતી ભાષાંતર કરવાનો જે પ્રયાસ આપે કર્યો છે તે અતિ ઉત્તમ છે. અને દરેક વૈદ્યને એ પુસ્તક ઘરમાં રાખવા લાયક છે.

ભાવનગર દરબારી કેળવણી ખાતાના ઉપરી વિદ્યાધિકારી સાહેબ મે. કૌશિકરામભાઇ વિઘ્નહરરામભાઇ બી. એ. લખે છે કે શ્રી ચરક સહિંતાનું અવલોકન કરવાથી તે પુસ્તક ઘણું ઉપયોગી માલુમ પડયું છે. આપનો એ પ્રયાસ સ્તુત્ય છે. અને આપે લીધેલા શ્રમની સફળતા ચાહું છું.

**પરસીયન નાઈટસ**—ગૃહસ્થો. અરેબીયન નાઇટ્સ તો વાંચીજ હશે. અરેબીયન-નાઇટ્સ જેવીજ રસીક અને બોધક વાતાઓ આ પુસ્તકમાં છે. કીં. રૂ. ૧—૦—૦.

**જેઠાલાલ દેવશંકર દવે, ભાગ્યોદય ઓફીસ—અ[illegible]**

